

ચતુર કૃત

# જગદંબા કાવ્યામૃત.

છપાવી પ્રગટ કરનાર,

સોની પોપટલાલ નારણદાસ,

વઢવાણ શાહેર.

આવૃત્તિ ૧ લી　　　　પ્રત. ૧૪૦૦.

સંવત ૧૯૭૮.　　　　ઇ. સ. ૧૯૨૨.

મૂલ્ય રૂ. ૧-૦-૦.

# અર્પણ પત્રીકા.

( હરીગીત છંદ )

શુભકિર્તિ સારી જગ પ્રસારી નિતીધારી નેહથી—
પરોપકારો સુવિચારો કીધાં ક્રોડો સ્નેહથી
ધરી ધીર ધામે આવી સામે દીનનાં દુખડાં દહો
જગમા જોરાવર સીંહજી અહોનીશ આનંદમાં રહો
અંબે ઉપાસી વિદ્યાભ્યાસી ઝાલાકુળ ઝલકામણો
શુરવીર શાણા કુળ ભાણાં શોભીતા સોહામણો—
મોટાક નહો મનમાંહી આનંદ મુર્ત ભાસે છે અહો
જગમાં જોરાવર સીંહજી અહોનીશ આનંદમાં રહો
સંગીત સાહિત્ય જાંણીને ઉર આણીને ઉછરંગમાં
કવિજન કદપી કોઉ આવે ઉરમી આવે અંગમા
પ્રેમે બોલાવે ભેટે ભાવે: કરૂણામય વાણી કહો
જગમાં જોરાવર સીંહજી અહોનીશ આનંદમાં રહો
અંબીકા આઈ થાઓ સહાઈ સુખદાઈ સર્વદા
હજો શુધ બુધી રીધી સીધી ટાળો અધીકી આપદા
આશા છે એવી શક્તિ સેવી કીક્રીયા થાયે અહો
જગમાં જોરાવર સીંહજી અહોનીશ આનંદમા રહો
અર્પણ પત્રી જાંણી ક્ષત્રિ આપ પાસે આવીયો
નહીં જાંણુ પીંગળ આપ આગળ સાચથી દીલ ભાવીયો
કહે ચતુર લેખક અંબા સેવક અર્જ મારી ઉર લહો
જગમાં જોરાવર સીંહજી અહોનીશ આનંદમાં રહો

# પ્રસ્તાવના.

લક્ષ ચોરાશી યોનીમાં ભટકતાં ભટકતાં આત્માને તેના કોઈ સત્કર્મના પુન્યના પ્રભાવે છેવટે માનવ તનુ પ્રાપ્ત થાય છે. મનુષ્ય દેહ પ્રાપ્ત થતાં તેને માટે માત્ર એક જ માર્ગ ખુલ્લો રહે છે, અને તે માર્ગ મોક્ષ પ્રાપ્તિનો છે. જો આ ભવમાં તે એ માર્ગ ચૂકયો તો પુનઃ લક્ષ ચોરાશી યોની રૂપી ઉંડી ગર્ત્તામાં જઈ પડે છે, અને પછી તેમાંથી તેનો ઉદ્ધાર થવાનું ભાવિના હાથમાં રહે છે.

હવે મોક્ષ પ્રાપ્તિને માટે આ કાળમાં કળીકાળમાં સર્વથી સ્હેલો માર્ગ પ્રભુભક્તિનો છે. પછી તે પ્રભુને પિતા રૂપે ભજો, માતા રૂપે ભજો, પતિ રૂપે ભજો. ગમે તે રીતે પણ પ્રભુની તન્મયતાપૂર્વક ભક્તિ કરનારની સામે મોક્ષનાં દ્વાર બંધ રહી શકતાં નથી એમ આપણાં ધર્મ શાસ્ત્રો અને પુરાણો જણાવે છે. જ્યારથી હું સમજવા લાગ્યો ત્યારથી આજ વિચારોએ મારા મનને ઘેરી લીધું હતું અને તેથી ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં, વ્યવહારોપાધિથી આરક્ત રહ્યા છતાં મને સુજયો તે માર્ગ મેં ગ્રહણ કર્યો છે. પ્રભુને પિતા રૂપે ભજવો કે માતા રૂપે, એ વિષયમાં વિદ્વાનો ગમે તેવો વાદ કરે, પણ મારી સાદી સમજશક્તિએ તો મને એવું સમજાવ્યું કે બાળકને આશ્વાસન માટે માતાસમું બીજું સ્થાન નથી. પિતા કદી કોપે ભરાવાનો સંભવ, પરંતુ માતા—અહા ! માતા એ શબ્દમાં જ એટલું માધુર્ય છે કે માજીના નામનું સ્મરણ કરતાં મારૂં હૃદય આનંદ પૂર્ણ બની જાય

છે. એ માજીની ભક્તિ-એ માજીની સ્તુતિ, એ માજીની પ્રાર્થના હું ટાક્ષાયેલા શબ્દોમાં કરવા લાગ્યો. અહા, જ્યારે અત્રે વઢવાણ શહેરમાં અમારી કુળદેવી વાગ્ધેશ્વરી માતાના મંદિરમાં જ્યારે હું દર્શન કરવા જાઉં છું અને માતાજીના ગોખ સામે ઉભો રહું છું ત્યારે માજીની દયાળુ દ્રષ્ટિ મને રોમાંચનો અનુભવ કરાવે છે, મારા અંતરને એક અપૂર્વ આનંદામૃતનું પાન કરાવે છે. એવી પાવનકારી, ભક્તજન ઉદ્ધારિણી, જગદ્જનુનીની ભક્તિને અંગે મેં તે માજીએ જ મને આપેલી શક્તિ અનુસાર માત્ર મારા મનને આનંદ આપવાને ખાતર જુદા જુદા રાગ રાગણી, છંદ અને ભજન, વગેરેના રાહમાં કેટલાંક કવનો કર્યાં છે. મારા કેટલાક સ્નેહીઓને મારો એ શ્રમ પસંદ પડવાથી તથા મારા ગુજરાતી જાણનાર ભાઇઓ એ કવનોનો લાભ લઇ શકે અને તે વડે માતાજીની પ્રાર્થના કરી પોતાનાં દુઃખો ટાળી શકે તથા, આ સંસારના સંબંધ છૂટતાં માજીના અનંત મોક્ષધામમાં વાસ કરી શકે તે માટે મેં બનાવેલા માજીની પ્રાર્થનાને લગતાં કવનો એકત્ર કરીને પ્રગટ કરવાનું આવશ્યક ધાર્યું છે. આ કવનો દોષરહિત નહિ જ હોય, કારણ કે મેં પીંગળનો અભ્યાસ કર્યો નથી, તેમ હું કાંઈ પ્રાસાદિક કવિ નથી. હા, હું માજીનો ભક્ત છું અને એક ભક્તજન તરીકેનો મારો આ પ્રયાસ આપ સહુને આવકારદાયક લાગશે તો પણ એથી મને સંતોષ છે.

આ સમયે મારે ઝાલાકુળ ભૂષણ ગોબ્રાહ્મણ પ્રતિપાલ વઢવાણ નરેશ શ્રી **જોરાવરસિંહજી** બહાદૂરનો ખાસ આભાર માનવો જોઇએ. તેમના સ્વર્ગસ્થ પિતા મર્હુમ ઠાકોર સાહેબ માતાજીના પરમ ભક્ત હતા. તેમજ નામદાર **જોરાવરસિંહજી** પણ માતાજીના ભક્ત છે

અને આવાં કાર્યોમાં સારો રસ લે છે. તેમણે કૃપા કરીને આ પુસ્તકમાં પોતાનો ફોટોગ્રાફ મૂકવાની અનુમતિ આપી છે તે હું મને મોટું માન મળ્યું સમજું છું અને તે માટે હું તેઓશ્રીનો જેટલો આભાર માનું તેટલો ઓછો જ છે. તદુપરાંત અન્ય જે જે ભાઈઓએ મારા આ કાર્યમાં મને સહાય આપી છે તેમનો પણ હું આભારી છું.

આ પુસ્તકની કીમત અગાઉ રૂ. ૦-૧૨-૦ રાખવાનો વિચાર હતો, અને તે વિચાર જાહેર પણ કર્યો હતો. પરંતુ તે વખતે જે ધારણા હતી તેના કરતાં કવનોની સંખ્યા વધી જવાથી પુસ્તકનું કદ વધારવું પડયું છે તેમજ કાગળો, છપાઈ, વગેરેમાં પણ ધાર્યા કરતાં ખર્ચ વધી ગયું છે. તેથી તેની કીમત રૂ. ૧ રાખવામાં આવી છે જો કે એટલું આ સ્થળે જણાવવાની ખાસ જરૂર છે કે આ પુસ્તકમાં કમાણી કરવાનો મારો હેતુ નથી. અર્થાત્ ખર્ચના પ્રમાણમાં જ મૂલ્ય રાખવામાં આવ્યું છે.

છેવટે જગદ્જનુની અંબિકાના ચરણમાં વારંવાર નમ્રતાપૂર્વક નમન કરીને હું એવી પ્રાર્થના કરૂં છું કે જ્યાં સુધી આ દેહ સાથે મારો સંબંધ હોય ત્યાં સુધી માજી મને પોતાની ભક્તિમાં તલ્લીન રાખો અને આ કવનો પ્રકટ કરવામાં મારો જે હેતુ છે તે પાર પાડો.

વઢવાણ સીટી, સં. ૧૯૭૮ના

માજીનો ચરણરજ સેવક.
ચતુરદાસ.

## અંબાભક્ત

# સોની ચતુરદાસ નારણદાસનું જીવનચરિત્ર.

વિરમગામના વતની સ્વામીદાસ વંશના સોની નારણદાસને ત્યાં આ અંબિકા કાવ્યોના રચનાર ચતુરદાસનો જન્મ સંવત ૧૯૨૭ના કાર્તિક શુદી ૧૧ ને દિવસે વઢવાણ મુકામે તેમનાં માતુશ્રી વખતબાઇના ઉદરથી થયો હતો. વઢવાણ—વર્ધમાનપુર પૂરાતન નગરી છે. જૈન સંપ્રદાયના ૨૪ મા તિર્થંકર મહાવીર વર્ધમાન સ્વામીના ચરણકમળથી પુનિત બનેલી આ વર્ધમાનપુરીમાં સતિ રાણકદેવી અને જગતજનુની વ્યાઘ્રેશ્વરીનાં પુરાતન દેવાલયો છે; પાટણપુરના પતિ કરણ વાઘેલાના પ્રધાન નાગરવંશીય માધવની બંધાવેલી અખુટ માધાવાવ છે. તદુપરાંત બીજાં પણ આ વર્ધમાનપુરીમાં પુરાતન સ્થળો છે; તેમજ લોકપ્રિય કવીશ્વર દલપતરામનો ઉદ્ભવ પણ આ સ્થળે જ થયેલો છે.

ચતુરદાસ પાંચ વર્ષના થયા એટલે તેમને સરસ્વતી દેવીને પ્રસન્ન કરવાની દિક્ષા આપવામાં આવી. નિશાળે બેસારવામાં આવ્યા. અમુક સમય સુધી પંડયાની ગામડી શાળામાં અભ્યાસ કર્યાબાદ તેમને સરકારી ગુજરાતી શાળામાં દાખલ કરવામાં આવ્યા, જ્યાં તેમણે તેર વર્ષની ઉમરે ચોથું ધોરણ પસાર કર્યું. ત્યાર પછી શાળાના અભ્યાસનો ત્યાગ કરીને તે આ જગતરૂપી વ્યવહારશાળામાં અનુભવરૂપી અભ્યાસ કરવાને પોતાના સોની કામના ધંધામાં દાખલ થયા. ન્હાનપણમાં જ તેમને ચિત્ર કામનો શોખ હોવાથી તે વિષયમાં તેઓ આગળ વધ્યા અને ચિત્રકાર તરીકે જાહેરાતમાં આવ્યા તથા સારા કારીગર સાથે હરીફાઈ કરી શકે તેવા નિવડયા. બાલ્યાવસ્થાથી જેમ



સોની ચતુરદાસ નારણદાસ દેવીભકત.

તેમને ચિત્રકામનો શોખ હતો તેમ સંગીતનો પણ કુદરતી શોખતો હતો એટલે ધંધામાં પ્રવિણતા પ્રાપ્ત કરવાની સાથે સંગીતમાં પણ તેમની શક્તિનો વિકાસ થવા લાગ્યો; અને દિવસે દિવસે જેમ મધુકર પ્રફુલ્લિત કમળના વધારેને વધારે સુગંધ તથા રસ પ્રાપ્ત કરીને આનંદમય બની જાય છે, તેમ તેઓશ્રી સંગીતમાં જુદા જુદા રાગ રાગણીઓનો રસ લઈ પ્રેમાધીન બની જતા. તેને લઈને તેમનો ગાવા બજાવવાનો શોખ પ્રતિદિન વધતો ગયો, અને છેવટે પોતે આનંદ લઇ શકે તેવી સંગીત અને સાહિત્યની યથાસ્થિત શક્તિ મેળવી. એ પ્રમાણે તે સ્વતંત્રપણે કાવ્ય કરવા લાગ્યા, એટલે સંવત ૧૯૪૪ માં તેમણે "વ્યાઘ્રેશ્વરી કાવ્ય" નામનું પુસ્તક પ્રકટ કર્યું. એ તેમની પહેલી કૃત હતી. આ પ્રમાણે સંગીત પૂર્ણ કાવ્યો બનાવવામાં તેમની પ્રવૃત્તિ વધતી ગઈ. તેમનો સંગીતનો શોખ એટલો બધો વધી ગયો હતો કે કોઈ સ્થળે કથા કીર્ત્તન કે ભજનાનંદ હોય તો તે એ સ્થળે જઇને તેના રસમાં એટલા તો તલ્લીન બની જતા કે કોઇ કોઇ વાર આખી રાતની રાત ત્યાં વિતાડી દેતા જ્યારે કોઈ વાર તેમની જરૂર પડે ત્યારે તેમના પિતા તેમને શોધવા નિકળતા, તો જ્યાં સંગીતના મેલાવડા હોય ત્યાં જ તેમની હાજરી જણાતી હતી.

તેમનું લગ્ન તેમની વીશ વર્ષની ઉમરે થયું હતું. ત્યારબાદ બાવીશ વર્ષની ઉમરે તેમને હડપચી નીચે મોટી રસોળી થઇ હતી. તે વધતાં વધતાં મોટા શ્રીફળ જેટલી થઇ હતી. તે રસોળીનો ભાગ મુખની અંદર જીભ નીચે લીંબુ જેટલો ઉપસી આવ્યો હતો એથી તેમને ખાવા પીવાની ઘણી જ અડચણ પડતી હતી. પરંતુ જેટલું દુઃખ એથી તેમને થતું ન હતું, તેટલું દુઃખ પોતે સંગીતનો લાભ લાભ લઇ શકતા ન હતા તેથી થતું હતું. જો કે તેમ છતાં પણ

તેમનું મનોબલ મજબૂત હોવાથી તે આવા દુઃખના સમયમાં પણ માજીના કાવ્યામૃતનું પાન કરવામાં પોતાના મનને વાળતા હતા. એ રસોળીના ઉપર અનેક ઉપચારો કરવા છતાં જ્યારે તેની કશી અસર ન થઈ ત્યારે છેવટે તેનાપર ઓપરેશન કરાવવામાં આવ્યું. જો કે એથી દરદ સંપૂર્ણપણે તો મટયું નહિ, પરંતુ સ્હેજ શાંતિ થઇ અને પછી તે એક સાયંકાળે બ્રહ્મેશ્વરીના મંદિરે જઇને મૃદંગની સાથે ગાવા લાગ્યા. ત્યાં જગદંબાનું ગાન શરૂ કર્યું. ગાન પૂર્ણ થતાની સાથે જ તેમની જીભ નીચેની એક નસ તૂટી ગઇ. એથી તેમના મુખમાંથી રૂધિરની ધારા છૂટવા લાગી. એવી સ્થિતિમાં તે ગાન બંધ કરી, મૃદંગ લઇને રૂધિરના કોગળા કરતા ઘેર આવ્યા લોહી નિકળતું બંધ નહિ થવાથી હોસ્પિટલમાં જઇને ઉપચાર કરાવ્યો એથી લોહી વહેતું બંધ થયું પરંતુ પ્રમાણથી વધારે લોહી નિકળવાને લીધે તેમને એકદમ મૂર્છા આવી ગઈ. એક રાત્રી તેમને હોસ્પિટલમાં રાખીને બીજે દિવસે ઘેર મોકલવામાં આવ્યા જો કે આ વખતે પણ રસોળી સંપૂર્ણ નાબુદ થઇ ગઇ ન હતી. આ દુઃખમાં લગભગ રહાડા ત્રણ વર્ષ તેમણે પસાર કર્યાં એવામાં જગદંબાની કૃપાથી આ ગામના જ આ ગામનાં જ વતની બ્રહ્મનિષ્ટ વિઠ્ઠલજીભાઇ નામના એક સત્પુરૂષની તેમને મુલાકાત થઇ તેમના પર ચતુરદાસનો અત્યંત ભાવ બંધાયો અને જાણે તેમણે પોતાનો દેહ બ્રહ્મનિષ્ટ વિઠ્ઠલજીભાઇને અર્પણ કરી દીધો હોય તે પ્રમાણે ત્રણ વર્ષ તેમની સેવાનો લાભ લીધો એ સેવાના ફળથી અને આ મહાપુરૂષના આશીર્વાદથી ચતુરદાસના દરદનો અંત આવ્યો.

આ દરદથી મુક્ત થયા બાદ તેમણે પોતાના ધંધાના વિશેષ અનુભવ માટે સુરત, મુંબઇ આદિ મોટાં શહેરોમાં આશરે પાંચ વર્ષ

સુધી નિવાસ કર્યો ત્યારબાદ પુનઃ અત્ર આવ્યા અને તે પછીથી વતનમાં જ રહીને પ્રામાણિકપણે પોતાના ધંધામાં પ્રેરાયા એક તરફથી ધંધામાં લક્ષ આપવાની સાથે બીજી બાજુથી માતાજી તરફની તેમની ભક્તિમાં વધારો થવા લાગ્યો; અને પોતાની વૈખરી વાણીમાં તે માતાજીનાં ગુણગાન કરવા લાગ્યા. તેમણે બનાવેલાં માતાજીને લગતાં કાવ્યોનો આ પુસ્તક સમાવેશ કરવામાં આવ્યો છે ધંધાને લીધે તેમને દિવસે લખવાની ફુરસદ મળતી ન હતી. એટલે રાત્રીએ કાવ્યો લખતા હતા. એમ કરતાં મોડી રાત્રે તે નિદ્રાને આધીન થતા તથાપિ તેમના મગજમાં તો કાવ્યને લગતા વિચારો રમ્યા જ કરતા કોઇ કોઇ વારે રાત્રીએ જાગૃત થતાં તેમનાં મગજમાં કાવ્ય રૂપે સ્ફુરતા વિચારો તે બીજા કશા સાધનના અભાવે દિવાલ ઉપર લખી નાખતા અને પછી બીજે દિવસે તેનો ઉતારો ચોપડીમાં કરી લેતાં.

તે સ્વભાવે શાંત છે ખરા, પરંતુ તેમની પ્રકૃતિ તેજ હોવાથી જો અમુક વાત પોતાને સત્ય લાગે તો તેનાથી સામાને સારૂં લાગશે કે ખોટું તેની દરકાર કર્યા સિવાય તે કહી દે છે તેમનો એક ખાસ સિદ્ધાંત છે કે જો મનુષ્ય સત્ય પ્રિય રહે અને જે પોતાના અંતરમાં હોય તે સંકોચ વિના સ્પષ્ટ પણે કહી દે તો તેનું મન શાંત અને નિર્લેપ રહે છે વળી એમ પણ ખરૂં કે જો પોતાના સત્યકથનથી કોઇને માઠું લાગ્યું હોય તો તે માટે તેની માફી માગવાને પણ તે અચકાતા નહિ. પણ કોઇની ખુશામદને અર્થે તે અસત્ય બોલવાનું પસંદ કરતા નથી. મહાત્મા વિઠ્ઠલાનંદના ઉપદેશથી તેમને નીચું જોઇને ચાલવાની ટેવ પડી છે કેમકે નીચું જોઇને ચાલવાથી જગતની ઉપાધિઓથી મન બને તેટલું વિરક્ત રહે છે અને એથી આત્મા નિષ્પાપ તથા પવિત્ર રહે છે. આથી જો તે કોઈ માણસને

મળવા જતા હોય અને તે માણસ તેમની પાસે થઇને પસાર થઇ જાય તો પણ તેનો તેમને ખ્યાલ રહેતો નથી. પોતાના ભાઇઓ તથા અન્ય સગાસંબંધીઓ, વગેરે તમમાની સાથે તેમનો સરખો સંબંધ છે અમુક મનુષ્ય પ્રત્યે વિશેષ અને અમુક પ્રત્યે ઓછો ભાવ રાખવાનું તેમને પસંદ નથી "**वसुधैव कुटुंबकम्**" એ ભગવાન્ શંકરાચાર્યના સૂત્રને તેમના અંતરમાં નિરંતર સ્થાન હોય છે. પોતે જે કાવ્યો લખે છે તે પ્રાસાદિક હોવાથી વાંચવાં અને સાંભળવાં ગમે તેવાં હોય છે. તથાપિ એથી તેમના અંતઃકરણમાં લેશ પણ અભિમાનનો પ્રવેશ થવા પામ્યો નથી. અનેક વાર કોઇ કવિ કે લેખકની મુલાકાત થતાં તે પોતાના કામકાજને અળગું કરીને પણ તેનું યોગ્ય સ્વાગત કરી, તેની પાસેથી પણ જ્ઞાન પ્રાપ્ત કરવાને તત્પર રહે છે. સોની લોકો ઉપર એવો આક્ષેપ મૂકવામાં આવે છે કે તેઓ પ્રામાણિકતા જાળવી શકતા નથી. પરંતુ ચતુરદાસને માટે નિઃસંકોચપણે કહી શકાય કે તેમણે પોતાની પ્રામાણિકતા નિશ્ચય પણે જાળવી રાખે છે; એટલું જ નહિ પણ પોતાના ભાઇઓ વગેરેમાં પણ પ્રામાણિકતાના ખાસ સંસ્કારો પાડ્યા છે મહાત્મા ગાંધીજીએ ચલાવેલી સ્વદેશીની ચળવળ પ્રત્યે તેમનો પક્ષપાત છે અને તે પોતે શુદ્ધ સ્વદેશી વસ્ત્રો ધારણ કરે છે તથા તેમણે સ્વદેશભક્તિનાં કાવ્યો રચીને પોતાની સ્વદેશ પ્રીતિ સિદ્ધ કરી આપી છે. તેમનું જીવન સાદું, શાંત, આડંબર વગરનું, એકમાર્ગી અને પ્રેમપૂર્ણ છે. તેમની અખંડ પ્રીતિ તો કેવળ જગદંબાપર જ છે, અને તે એટલી અચળ છે કે જગદંબાના ગુણગાનનો પ્રસંગ નિકળતાં તેમને આ લોકનાં વ્યવહારિક કાર્યોનું બિલકુલ વિસ્મરણ થઇ જાય છે.



# અનુક્રમણિકા.



ભગવતિ શ્રી અંબિકા.

આર્ટિસ્ટ, જાલમગર ગંગાગર ગોસાઈ-વઢવાણ શહેર.



# ચતુરકૃતીજુગતંબાકાવ્યામૃત.

## ગણેશસ્તુતી.

ગાયન ૧.

ધ્રુપદ.

જય ગણેશ, સુત મહેશ, ટાળો કલેશ, મમ હંમેશ. જય.

આપ નામ જપશે જેહ, કાર્ય સિદ્ધ થાય તેહ,
જે સુખદાયક, શુભ ગુણ લાયક ગૌર વરણ, ગજ વેશ. જય.

ચતુર ચિત્તમાં એવી આશ, કરો વિઘ્ન સરવે નાશ,
મોદિક આહારી, મુશક સ્વારી, નીશદિન ગાયે ગુણ શેષ. જય.

## મહાલક્ષ્મીની સ્તુતિ.

ગાયન ૨.

(રાગ. જય જય જય ત્રિપુરારી.) એ રાગ.

જય જય જય જુગ રા......ઇ. (૨)
પંકજ નયની કમળ આસની—
દાનવ દળ અહોનિશ ત્રાસની
મુજ ભાઇ, રટ આઈ, કરશો સ્હાઇ, અંબે આઇ,
ગીરી નંદ ની ના ગુણ ગા......ઇ જય.
જળ હળ જ્યોત જાગતી ઝળકે,
શીશ પર શેષ ફેણ શુભ લળકે,
ચતુરે વંદીત ચિત્ત ચા......ઇ. જય.

---

## અંબિકા સ્તુતિ.

ગાયન ૩.

દ્રુપદ કલ્યાણનો.

જગન માત જુગ વિખ્યાત
ગતી અગાધ છે ભલી ભાત. ટેક.
દેવને દમ્યા અસુર, સમરી હાજરા હજુર,
દળી નાંખ્યુ દુષ્ટ પૂર, દાદ દિલ ધા...રી. જગન.
અલ્પાયુષ્ય મારકંડ, પરચો આપનો પ્રચંડ,
કોપ્યો કૃતાંત મહિષ દંડ, લીધો મુની ઉગા...રી. જગન.
અંબિકા ચતુર આશ, કરો વિઘ્ન સરવે નાશ,
વસો આઇ હૃદય વાસ, ધન્ય અસુરા...રી. જગન.

# શિવ સ્તુતિ.

ગાયન ૪.

એવી ગહન ગતિ ગીરજાપતિ ત્હારી, પાર ન પામું પામર હું,
આદિ નિરંજન ભવભય ભંજન, દ્રઢ આસન વાઘંબરનું. ૧
મારકંડે ભીડી બાથ, મૂકયો શીર તેને હાથ,
યમે નમાવ્યું છે માથ, અહો અનાથના નાથ,
સગા સહોદર સાથ, સ્તુતિ કીધી ઉમાનાથ. એવી.
શોભે મયંક લલાટ, જટા પાગ કીધો ઘાટ,
રમ્ય વિભુતીનો ઠાઠ, કોટિ સૂર્ય ચળકાટ,
સોહે ગંગા જટા જુટ, વરિ વહે છે અખૂટ. એવી.
કોટિ શશિ સમ ભાલ, દીર્ઘ બાહુ છે વિશાલ,
ગળે સોહે રૂંઢમાલ, નેત્ર દિસે અતિ લાલ,
જોતાં કંપે અતિ કાલ, એવો આપ તણો હાલ. એવી.
શર્ણ આપનું છે એક, કહે ચતુર વિવેક,
આપ ગુણ છે અનેક, મમ બુદ્ધિ છોટી છેક,
મુજ નીભાવશો ટેક, એક અલેખી અલેક. એવી.

---

ગાયન ૫.

તાલ દાદરો—હીંડી.

કોઉ અંબે અંબે યાદ ઉર લા...વે.
શત્રુ સમસેરમાંથી હાં શત્રુ સમસેરમાંથી
ભયંકર વેરમાંથી, મહા મારી ફેરમાંથી. મહા.
નીજતણું બચાવે ભાવે ઉર લા...વે. કોઉ.

કળી કાળમાં તું કાળીકા છે મો...ટી
ગુના માફ કરે કોટા ન કો...ટી
નીજ દાસને ભુલાવે ખોડ ખો...ટી
અરે આછે કળી કાળ, જાંણી બાળ
પ્રણતપાળ, લ્યો સંભાળ, મતી વીસાળ
કષ્ટનાવે નાવે ઉર લા...વે. કોઈ અંબે અંબે
ચતુર ચીતમાં વીચારી ચેતી ચા...લો
મણીદ્વીપ માંહી અહોનીશ મા...લો
જપે આપને જો કાંગલો, કે કા...લો
આદ્ય પ્રબળ તુજ પ્રતાપ, માઇ બાપ, ગુણ અમાપ,
જપીયે જાપ, ટળે સંતાપ
ભજું હું ભાવે ભાવે ઉર લા...વે. કોઉ અંબે.

ગાયન ૬.

રાગ ભૈરવી તાળ લાવણી તથા ત્રીતાલ.
(હું તો બેઠી જપું રામ માલા રે) એ રાગ.

તુંને ખંમા ખંમારે તુને ખંમા ખંમારે માતુ મારીરે
માતુ મારીરે માતુ મારીરે માતુ મારીરે. તુને. ટેક.
છડિ ચમર લઈ હાજર હજુર હું,
વારણાં લઉ વારી વારીરે, તુને ખંમા ખંમા. ૧
આભુસણ ઓપે અતી ઉત્તમ,
ખડગ ત્રીસુલ કર ધારીરે, તુને ખંમા ખંમા. ૨
જળહળ જોત્ય જાગતી ઝળકે,
સિંહ પર કીધી છે સ્વારીરે, તુને ખંમા ખંમા. ૩

ધુપ દીપ કરી આરતી ઉતારૂં,
મુરતી છે મંગળકારીરે, તુને ખંમા ખંમા. ૪
મન કર્મ વચને સેવા કરીને,
પાવડી પુજુ઼ં તમારીરે. તુને ખંમા ખંમા. ૫
રેહેમ કરો રઢીયાળી આજે,
ચતુર દયો ના વિસારીરે. તુને ખંમા ખંમા. ૬



ગાયન ૧૫.

રાગ બીભાસ, તાળ પંજાબી ઠેકો.

જાગો જગ જનની આઈ, અંબે સુખ દા......ઇ.
અંબે સુખદાઇ આઇ, અંબે સુખદા......ઇ. જાગો.
કનક તણી છે ઝારી, ગંગા તણા ભર્યાં વારિ,
અમર તેલના દંત, ધાવન લા......ઇ. જાગો.
મુખડા પખાળી ન્યાળી, અમિદ્રષ્ટિયે બિરદાળી,
માનસરોવર મધે, લીયો માતુ ના......ઇ. જાગો.
આભૂપણ અંગે ધરી, કેશરની આડ કરી,
મૂખડાં તંબોળ ભરી, આરાસુરી રા......ઇ. જાગો.
ચતુર દેદાર ઠરી, તેના દેખી દેખી ઠરી,
આજ લીલા લહેર કરી, લેઉ ગુણ ગા......ઈ. જાગો.



ગાયન ૮.

## રાગ બિભાસ.

અદ્‌ભુત જોઇ આઈ, આપ તણી આં...ગી,
ભવો ભવ કેરી મારી, ભાવઠ ભાં...ગી. અદ્‌ભુત.
પચરંગી પેર્યાં ચીર, દામની ઝળકે શીર,
કરમાં ધનૂપ તીર, ખડગને સાં...ગી. અદ્‌ભુત.
કાનમાં ઝળુકે ઝાલ, માંહી મણી જડ્યા લાલ,
કુમ કુમ આડ ભાલ, કીધી અનુરા...ગી. અદ્‌ભુત.
સીંહ પર કીધી સ્વારી, ત્રીશુલ કરમાં ધારી,
મસ્તક કીરિટ ભારી, હીરા હાર લા...ગી. અદ્‌ભુત.
ધન્ય દિવસ આજ, સેવક સુધાર્યાં કાજ,
અંબિકા રાજા ધિરાજ, જોયા મેં તો જા...ગી. અદ્‌ભુત.
ચતુર ચંડિકા ન્યાળી, આપદા અધીકી ટાળી,
દેજો દર્શ હે દયાળી, મુખે એજ મા...ગી. અદ્‌ભુત.

---

ગાયન ૯.

## રાગ બિભાસ.

કર કરૂણા હે કાળી કૃપા......ળી,
હર્ષ થયો છે નગ પાવાને નીહાળી.
કળીયુગમાં તું કાળી, દીન પરે છો દયાળી,
પતાઇને દિધો ઢાળી, માતુ મર મા......ળી. કર.
વિકાળ વેશ ધારી, સંહાર્યાં અસુર અરી,

દેવતાની સ્હાય કરી, પાપીને પ્રજા.........ળી. કર.
જપે મહાકાળી જાપ, ટળે સરવે સંતાપ,
વેદ પુરાણે છાપ, વેદના દયોટા.........ળી કર. કર.
જાણું હાજરા હજુર, દીન દાસ કે ચતુર,
નિત્ય નવું વાધે નુર, વાણી દયો રસા......ળી. કર.

---

ગાયન ૧૦.

રાગ બિભાસ.

આજ આનંદ મારા, ઉરમાં અપા......રી
ઓળખો આનંદી આઈ, સહુ નરનારી. આજ. ટેક.
જુગતિ છે જોયા જેવી, સુર નર મુનિ સેવી,
કળી ન શકાય કેવી, અમિ નીધી વા......રી આજ.
નિરંજન નિરાકારી, વ્યાપી તું થઇ સાકારી,
જે પરે કૃપા તમારી, મટે છે વિકા......રી. આજ.
કૃષ્ણે ઓળખ્યાતા કાળી, વૃકોદર શંકા ટાળી,
યુધિષ્ટરે અંબે ધારી, કીધી સેવા સા......રી. આજ.
ઉરમાં વાંધ્યો ઉલ્લાસ, તીમિરનો થયો નાશ,
ચતુર દાસનો દાસ, માનો માતુ મ્હા......રી આજ.

---

ગાયન ૧૧.

તાળ પંજાપી ઠેકો રાગ ભેરવી (કલ્યાણમાં પણ ગવાસે.)
જપ મન જુગ જનની, જુગ રાયા (ં)
દુર્લભ દેહી નર પાયો......જપમન. ટેક.

જીન્હે શ્રીજીકો સુમરન કીનો,
અડસઠ તીરથ નાહ્યા.........જપમન.
સમજ પડી નહિ શક્તિ કેરી,
ભાન ભૂલ્યા નિજ ડાહ્યા.........જપમન.
બ્રહ્મા વિષ્ણુ મહેષ શેષ ગુણ,
પાતા પાર ન પાયા......જપમન.
દાસ ચતુર કારજ સહુ સિદ્ધા,
જીન્હે ગુણ તુજ ગાયા.........જપમન.

---

ગાયન ૧૨.

રાગ ભૈરવી (કલ્યાણ) (માલકોષ) ત્રણેમાં પણ ગવાશે.

રે...શું જાણી શકે મૂઢ મતિયાં.
મતિઆ મતિઆ મતિઆ રે.........શું.
અગમ પંથ છે આદ્યનો એવો,
સમજ પડે નહિ રતીયાં.........રે શું.
વાદ વિવાદ કર્યાથી શું વળશે,
મોટાઈ મૂકો સફતીયાં.........રે શું
ગૃહ ગૃહ શક્તિ ચરાચર વ્યાપિ,.
પતળેલ રાખ્ય તું પતીયાં.........રે શું.
મન કર્મ વચન દેહ થકી તું,
સુમર તું હર્ષિત છતીયાં.........રે શું.
દાસ ચતુર કારજ સહુ સરસે,
મૂકો બિભત્સજ બતીયાં.........રે શું.

---

ગાયન ૧૩.

રાગ ઉપરનો ભૈરવી.

પ્રકટ નિરખી આઇ આપ તણો પારો,
સફળ થયો છે કાંઇ, મુજ જન્મારો. પ્રકટ.
કુદ્રષ્ટિ કરે જો કોઇ, શિક્ષા ઝટ દીઓ સોઇ,
પરચો પ્રકટ જોઇ, મીટયો ભ્રમ મારો. પ્રકટ.
અલૌકિક દેખી ભૂમી, ઝાડી રહી છે ઝૂમી,
હોય કદાપી ગુમી, બને ત્યાં દાતારો. પ્રકટ.
અકળ કળા તું આઈ, કેવી છું તે ન કળાઈ,
ત્રણ દેવની તું જાઇ, આપ પંથ ન્યારો. પ્રકટ.
આવડત નહિ કાઇ, સુખી આપ ગુણ ગાઇ,
ચતુરનો, કર સાઇ, ભવ જળ તારો. પ્રકટ.

રાગ ભેરવ ત્રીતાળ.

અંબે ભજને તું ભાઇ, અંબે.
બ્રહ્મા વીશ્નુ મહેશે સેવી, મહામાયા મોક્ષજ દાઈ. અંબે.
મનોરથ પુરે એવી કળી કાળમાં છે દેવી,
મુની મારકંડ સેવી ત્રીભોવન રાઇ. અંબે.
અનેક કરીને કાંમ રાખ્યું છે અમર નાંમ,
અખેચંદ આદીયોના લહીકર સાઇ. અંબે.
વીકટ ભૂમીની માંહી બીરાજ્યા અંબીકા ત્યાંઇ,
ઝળકે જાગતી જોત કળીકાળમાંઈ. અંબે.
ગીરા અમીસમ આપો પોતાનો કરીને થાપો,
માણેકલાલના પાપો હરો અંબેઆઇ. અંબે

ગાયન ૧૪.

રાગ ઉપરનો ભેરવી.

સંકટ સમયે આવો રે આઇ સંકટ સમયે આવો.
વિકટ વાઘે કરીને સ્વારી,
વેગે વારે ધાઓ રે આઇ......સંકટ
અવગુણ અધિક સમુ નવ જોશો,
રહેમ હૃદયમાં લાવોરે આઇ......સંકટ
ગજ ડુબંતાં જીમી ગીરીધારી,
મુજને આપ બચાવોરે આઇ......સંકટ.
અંતરના દવ ઉપર આઇ,
અમિ વારિ વરસાવોરે આઇ..... સંકટ.
દાસ દુખી થાયે છે દિલમાં
શિદને લોક હસાવોરે આઇ......સંકટ.
બાનાની પત રાખજો અંબા,
ચતુર ચિતમાં ભાવોરે આઇ......સંકટ

---

ગાયન ૧૫.

રાગ ઉપરનો ભેરવી.

આઇ ઇસ જુગમે કહો કોન જીતા ટેક.
ક બહુ કીસીકા દિલ ન દુભાવે રે......
નિશ દિન પઢતે ગીતા......આઇ.
કબહુ જીંહાસે જુઠ મતિ ભાંખે,
દુરદમ અઘસે બીતા......આઇ.

દીર્ઘ ઉદર છ દગી તક જાકો,
જેસો નીર સરિતા......આઇ.
દાસ ચતુર વાકી બલિહારી,
ધન્ય જનની ધન્ય પિતા......આઇ.

---

ગાયન ૧૬.

રાગ ભેરવ ત્રીતાળ.

જય જય જુગ જનની આઇ. જય જય જુગ, ટેક.
અદભુત જોઈ આંગી ભ્રમના સરવ ભાંગી,
જોયું મેં તો જાગી લાગી તાળી તનમાંઇ. જયજય. ૧
તીમીર ટળયું છે મારૂં, માજી મોક્ષ કેરૂ બારૂં,
સમજી લ્યો સારૂ અંતે સાચિ એ સગાઇ. જયજય. ૨
નીભાવો અમારી ટેક, ચતુર આધાર એક,
અલેખી અલેખ નેક નામદાર બાઈ. જયજય. ૩

---

ગાયન ૧૭.

રાગ કલ્યાણ તાલ દાદરો.

ભવાની ભજો ભાવથી સુખદાઇ,
તારન ભવનીધી નાવ, માટે લઇએ લ્હાવ,
રાખી ભાવ ભક્તિ કરો ભાઈ ભવાની.
સુરનર મુની આદિ દેવ, નીશદિન સાહુ કરત સેવ,
તતખેવ ગુણ આઇના ગાઈ. ભવાની.

શ્રુતિ સમૃતિ વેદ જાણી શકે શું ભેદ,
આદ્ય અભેદ અંબિકાજી આદ્ય; ભવાની.
પામર શું પામું પાર, ગહન ગતિ છે અપાર,
વારંવાર કરો શક્તિ સહાય; ભવાની.
ચતુર ચર્ણોકો દાસ, પદ પંકજની રાખો પાસ,
સ્તુતિ ખાસ સુણો હર્ષ લાઈ, ભવાની.

---

ગાયન ૧૮.

તાલ દીપચંદી, રાગ ભેરવ પ્રભાતી.

આજ છબી અતિ સુંદર શોભે,
જુગલ જોત્યું માની ઝળકે રે. ટેક.
મસ્તક કીરિટ મણીથી જડેલા,
હારમાં હીરલા ચળકે રે. આજ.
વેણુ ગુંથી વિધવિધ સુંભારી,
જાણે વશીયલ સળકે રે,
દામની દમકે રત્ન મણીનાં,
ભાલ અનોપમ ભલકે રે. આજ.
ઝાલ ઝબુકે જડીત્ર હેમની,
બાહ્યમાં ચુડી ખળકે રે,
દાસ ચતુર દેદારજ કીધા,
અંતરના ઉમળકે રે. આજ.

---

ગાયન ૧૯.

રાગ ભેરવી

મન મદે માતે, સમય બીતી જાતે,
અંબે નામ કબુ નહિ લીનો, જુઠી કરતે બાતો મન.
કાલીકો કીરતન નહિ કીનો, વીષયી ગીતો ગાતે; મન.
પરદારા ક્રુર દ્રષ્ટ દેખકે, મોર મુખ મલકાતે; મન.
દાસ ચતુર જબ ઓસર બીતે, બોત બાહોરી પસ્તાતે. મન.

---

ગાયન ૨૦.

રાગ કલ્યાણ તાળ પંજાબી ઠેકે.

મેરી લાજ સરમ રખ તું જગમેં. એ રાગ.

મેરી આઇ અરજ સુનાહુ અબહી. મેરીઆઇ.
તુમ ગીરીજા ગરીબન નીવાજ. મેરીઆઇ. ટેક.
દુનીયા દુખ દરિયા વહે ધારે, તારણ થઇને આઈ તું તારે;
તેરા ચેરા ચરન આયે જબહી. મેરી આઇ. ૧
જન્મ મરણકી ફાટો ફાંસી, ફેરી ફેરી ભટકું ના ચોરાસી;
પ્યાસીનેં નાંકો પરમ સુખદે પલહી. મેરી આઇ. ૨
સતુર ચંડિ ચરાચર વ્યાપી, કયા જાને મહીમા જન પાપી;
કાપી કષ્ટ દીયે કોહી કબહી. મેરી આઇ. ૩

---

ગાયન ૨૧.

રાગ ભેરવી પ્રભાતિયું.

અંબે નામના નાવમાં બેસી, સ્હેજે ભવજળ તળીઅરે. ટેક.

નામ જપી નીશદિન અંબાનું, ધ્યાન હૃદયમાં ધરીએરે.
આ ભવમાંહી પરમ સુખ પામે, દુખ ન આવે જરીએરે. અંબે
રાત દિવસ આઈ રટણ કરાને, ભક્તિ ભંડારજ ભરીએરે.
કળીયુગમાં કાળી કિર્તન વીણ, અન્ય કશું નવ કરોએરે. અંબે.
નોતમ નૃત્ય કરી આઇ આગે, ફરતી પ્રકમાં ફરીએરે,
મન ક્રમ વચને કરીએ સેવા, ચતુર ચિત્ત અનુસરીએરે. અંબે

---

ગાયન: ૨૨.

રાગ ભેરવી.

દુખ દર્દથી દીલડું અતી. એ રાગ.

હે દયાળી મા દયા કરો, નીજ દાસનાં દુખડાં હરો. ટેક.
હતો વીમળ વાણીયો તે તેં જક્ત બધે જાણીયો,
નીજ નાંમથી સુખ માંણીયો,
માતંગ ઝુલંતા આણીયો. હે દયાળી.
વહાણવટી વેવારીયો, તેનું ઝાંઝ બુડતાં તારીયો,
મા મહીસાસુરને મારીયો, મારકંડને ઉગારીયો. હે દયાળી.
નિશુંભ શુંભ મારીયા, દેવો સહુ ઉગારીયા,
ભવાબ્ધી સીંધુ તારીયા, મા વારી વારી વારીયા. હે દયાળી.
જેને ભરૂસો આપનો, નવરાત્રીમાં કરી સ્થાપનો,
જપે મંત્ર કિલમ જાપનો, ટળે બે ત્રીવીધી તાપનો હે દયાળી.
ચતુરદાસ ચીતમાં, કરે ગાંનતાંન ગીતમાં
આનંદ ઉર નીતમાં ભક્તો સાહુના હીતમાં. હે દયાળી.

---

ગાયન ૨૨.

રાગ કેદારનું પ્રભાતિયું.

જે જે આરાસુરી, અંબિકા ઈશ્વરી
પરમ પરમેશ્વરી, પુજું પ્રિતે ટેક.
પુજ્યા આઈ પ્રેમશું, નિશ્ચે ધરી નેમશું,
સુખદાઈ સાંભળી શુભ રીતે જે જે.
અનેક ઉપાધીઓ, ટળે નીજ વ્યાધિઓ,
જેને સ્નેહ સાંધીયો, ચોટી ચિત્તે. જે જે.
ચતુર ચીંતા ટળી, પોતી મનની રળી,
દુઃખ દીધા દળી, નીત્ત નીત્તે. જે જે.

---

ગાયન ૨૩

રામ રામગ્રી.

પોઢોરે પોપટ રાજા રામના એ રાગનું.

ઊમંગ ધરીને સહુ ઊરમાં, ગુણ ગીરજાના ગાઈ,
આ ભવના સુખ ભોગવિ, સહેજે મળો દવીપજાઈ. ઉમંગ. ૧
જનની વીનારે કોણ જાળવે, ભભક્ત જનને હે ભાઇ
લાડ લડાવે લાલને, શાંમ્ભવી સુખદાઈ. ઉમંગ. ૨
મુરતી મનોહર માતની, રાખો રદયની માંહી,
સીંહ ચડીને માજી શોભીતાં, છાપ રદય છપાઇ. ઉમંગ. ૩
ચતુર ચંડી સમું નહીં, ત્રણ લોકમાં કાંઇ,
દુખ ભાંજે મા દીનના, આરાસુરની રાઇ. ઉમંગ. ૪

---

ગાયન ૨૪.

રાગ ભેરવી પ્રભાતિયું તાળ દીપચંદી.

જો જપસે જનની તું જીવડા,
જન્મ મરણ મટિ જાશે રે;
આ ભવ માંહિ પરમ સુખ પામિ,
મણી દ્વીપ વાસો થાશે રે;
જો જપશે જનની તું જીવડા,
જન્મ મરણ મટી જાશે રે. ટેક.

કલ્પ તરૂ સમ પુરે કામના,
અંતરની આપદા ઓલાશે રે;
અવસર આવ્યો લેતું લાવો,
નહિ તો તું પસ્તાશે રે. જે જપશે.
થૈ થૈ નૃત્ય કરી આઠ આગે,
ગુણ અંબાના ગાશે રે;
સાદ સુણિને સાંભવી સહેજે,
વહેલાં વારે થાશે રે. જો જપશે.



ગાયન ૨૫.

રાગ કાલીંગડે. તાલ ધમાલ.

એક અંબે ભરૂસો સાચોરે,
આ કાયા ગઢડો કાચો રે. એક અંબે. ટેક.
નારાયણી નહી નામ જેહમાં,
તે પુસ્તક સીદ વાંચો રે. એક.

અવર દેવનિ આશ તજીરે
જગ જાયા આગળ જાચોરે          એક અંબે.
નિશદિન સાંભવિ સુમરન કરતાં
આવે ન ઉનિ આંચોરે          એક અંબે.
દાસ ચતુર માના ગુણ ગાઓ
થનગન થૈ થૈ નાચોરે          એક અંબે.

---

ગાયન ૨૬.

રાગ કાલીંગડો, તાળ દાદરો.

હે આરાસુરની રાયરે
સેવકની કરજો સાહ્યરે.          હે આરાસુરનિ. ટેક.
અમો શિશુ છીએ રંક તમારાં
તું જું જગત તણી માયરે          હે આરાસુરનિ.
ભવ સિંધુમાં ભમિયે ભારી
બુડતાં ગ્રહજો બાહ્યરે          હે આરાસુરનિ.
કામ ક્રોધ મોહ લોભ સતાવે
દુઃ વળી છે હવે હાયરે          હે આરાસુરનિ.
અધમ ઉધ્ધારણ આપ છો આઇ
મેહેર કરીને હે મં માયરે          હે આરાસુરનિ.
પરચો પ્રબળ પારાનો નિરખી
ચતુરનું ચિત હરખાયરે          હે આરાસુરનિ.

---

ગાયન ૨૭.

રાગ કાલીંગડો તાળ દાદ્દો

ભવાનિ ભજો ભાઇરે
સેવકના સુખદાઈરે ભવાનિ ભજો. ટેક.
દેવ દુજો નહિં આ દુનીયામાં
માતુ ત્રીભોવન રાઇરે ભવાનિ ભજો.
આ ભવમાંહિ પરમ સુખ પામે
જો જપશે હર્ષ લાઇરે ભવાનિ ભજો.
અર્થ ધર્મને મોક્ષની દાતા
ત્રાતા છે અંબિકાજી આઇરે ભવાનિ ભજો.
અનુભવ સિધ્ધ કરીને જોતાં
બિરદાળી બૈચરા તું બાઇરે ભવાનિ ભજો.
ચતુર ચિત હુલાસ ધરીને
માજીના ગુણ લિયો ગાઇરે ભવાનિ ભજો.

---

ગાયન ૨૮.

રાગ કાલીંગડો તાલ ધમાલ.

મન મોહા માયા ને જપનેરે
મુકીદે દુજી લપનેરે મન મહા માયાને. ટેક.
જોતું શ્રેય ઇચ્છે જો તારૂં
છાંડો લવરિ ગપનેરે મન મહા.
શક્તિ વિનાનું સરવે સુનું
હોય કાન્તિ કંદર્પનેરે મન મહા.

દુરભાગીને આ દુનિયામાં
શાંમ્ભવિ નાવે સ્વપનેરે           મન માહ્યા.
ચતુરદાસ હર્ષ ધરી નિરખે
માજી તણાં મંડપનેરે           મન માહ્યા

ગાયન ૨૯.

તાળ દાદરો રાગ માલકોશ

સદા શિર તાજ અંબે આજ અર્જ ઉર ધારો
ગણી નિજ દાસ ચર્ણ વાસ એ અભિલાષ મારો
સદા શિર તાજ એ ટેક.

આપ કરૂણા નિધાન આપો સાન આઇ મુને
અગ્નાનિ દાસ જાણી વિમળ વાણીને વધારો
સદા શિર તાજ.

અખિલ વિશ્વમાં વ્યાપી રહ્યાં થઇ ને વાણી
જુગ્મ જોડી હસ્ત નિજ ભક્ત હાજર છે હજારો
સદા શિર તાજ.

હરિહર અજજ થઇને સજ્જ ભજે શક્તિ તુને
પામર શું જાણી શકે પ્રબળ પ્રતાપ તારો
સદા શિર તાજ.

ચતુરનું ચિત હર્ષિત ગીત ગાઇ તારાં
ભક્તો ભીડ ભાંગવા વેગેથી વહેલાં પધારો
સદા શિર તાજ.

ગાયન ૩૦.

રાગ માલકોશ તાલ દાદરો.

જપો જુગ રાય અંબે માય સદા સુખકારી
મળ્યો નર દેહ શિખ એહ માનિલે તું મારી
જપો જુગ રાય એ ટેક.

તુંરે તુજ નાવ નિત્ય ભાવ રૂદે રાખ્ય સદા
અરે નર જાગ્ય હીન ભાગ્ય ત્રશ્યા ત્યાગ તારી
જપો જુગ રાય.

જપ નિત્ય જાપ ટળે પાપ જન્મ કેરાં
અવસર જાય અરે હાય માન્ય શિખ સારી
જપો જુગ રાય.

નહિ નિરધાર ઘડિવાર દેહ વિખરાતાં
કદી પર દ્રોહ અતિ રોહ રાખ્ય રીસ ભારી
જપો જુગ રાય.

ચહે ભલું અવરનું થાય શ્રેય તોજ તારૂં
શિખ એ સારી ધારી ઉરમાંહિ લે ઉતારી
જપો જુગ રાય.

જુવો નાભ માંહ્ય અંબે ત્યાંય રાજે રૂડી રીતે
ચતુર તું ચેત રાખ્ય હેત હૈયે હોંસ ધારી
જપો જુગ રાય.

---

ગાયન ૩૧

કરમ કર મેરે હાલપર એ કરીમ એ રાગ માલકોશ.

તાળ દીપચંદિ.

ઓ અરજ સુણો માત હે માહરી
રટના આકુળામ મુને તાહરી. ઓ અરજ એ ટેક.

**સાખી**

વૃથા જન્મ વીતી ગયો નીરખ્યા વિના જગ માત
દયા કરી દરસન દીયો આરાસુરી સાક્ષાત

**ચાલ**

દરસ બિન જાયે મમ રહય ભરી. ઓ અરજ.

**સાખી**

ઇચ્છા હશે જો આપની સરશે સરવે કાજ
દુનિયા દુઃખદાઇ ગણું આપ ગરીબનવાજ

**ચાલ**

ઉગારો આનંદની એલી કરી. ઓ અરજ.

**સાખી**

ચાતુક ચાહે મેહુને જીમી ચકોરને ચંદ
તિમી ચાહું મા તુજને ટાળો આ ભવફંદ

**ચાલ**

ભવોભવ ભટકયો છું ફેરા ફરી. ઓ અરજ.

**સાખી**

ચતુર ચિત આતુર અતિ દેજો દરસન દાન
અરજ અમારી એટલી આઇજી સુણજો કાન

ચાલ

આ દાસ તણી વિનતી લ્યો ઉરમાં ધરી. ઓ અરજ.

ગાયન ૩૨.

રાગ માલકોશ તાળ ત્રીતાલ.

જય ગબ્બર જબ્બર વસનારી
અલબેલી આનંદી અંબા
અકળ ગતી છે તારી. જય ગબ્બર. ટેક.

નંદ જશોદાજી ત્યાં આવી
લાલના કેશ ઉતારી
પ્રકૃમાં જનનિની કોથી
અંબે નામ ઉચારી. જય ગબ્બર.

પુરાતની જોઇ પ્રેમજ વાંધ્યો
ભુમિ અનોપમ ભારી
ગબ્બર ગોખે અંબેરાજે
વારણા લઇએ વારી વારી જય ગબ્બર જબ્બર.

ક્રુર દ્રષ્ટ કરે જો કોઈ
કોપે મા બીરદાળી
ચોટે ભમરા ચટપટ ચાંપે
હોય ભલે નરનારી. જય ગબ્બર જબ્બર.

ચતુર ચિતમાં જો નહિં ચેતો
જાશો બાજી હારી
અનુભવથી અંબા ઓળખીલે
મુરતી મંગળ કારી જય ગબ્બર જબ્બર.

ગાયન ૩૩.

તાલ પંજાપી ઠેકો રાગ વાગેશ્રી કાનડો.

.રે નર દે ત્રષ્ણા તું ત્યાગી
નો અંબિકા અનુરાગી. અરે નર દે ત્રષ્ણા. ટેક. ૧
ક્રિત દુક્રિતનો તું ભુક્તા
જાંખી જરી જાગી. અરે નરદે. ૨
વાતોથી બગડે તારૂં
વિત અરે હીણભાગી. અરે નરદે. ૩
ય જય અંબે નામ ઉચારી
; રજ સુખ લે માગી. અરે નરદે. ૪
સ ચતુરને નિજ નામની
મી અહોનિશ લાગી. અરે નરદે. ૫

---

લ પંજાપી ઠેકો રાગ વાગેશ્રી ઊપર પ્રમાણે
.ારાસુર અનુભવી હોય તે આવો
.રનો આનંદ દરસાવો આરાસુર. ટેક. ૧
:વસર અમૂલખ મળીયો તુજને
જલદી હવે લાવો આરાસુર ૨
ાણસેઠ તીરથ આઈના સરણે
ાનસરોવર નાવો આરાસુર ૩
.ેાજ પણું નહિ: ભાસે ત્યાહી
। આરાસુર જાઓ આરાસુર ૪

દાસ ચતુર અતિ ઉછરંગ
હરખી નીરખી ગુણ ગાઓ આરાસુર: ૫

ગાયન ૩૫.

તાલ પંજાપી ઠેકો. રાગ ઉપરનો વાગેશ્રી.

ભવાની ભજે નવ નિધ હે નર થાસે
આપદા અધિકા ઓલાસે. ભવાની ટેક. ૧
આ ભવ માંહી પરમ સુખ પામી
લખ ચોરાશી જાસે ભવાની ૨
અર્થ ધર્મ ને કારજ સરસે
ભજવાથી અઘ નાસે ભવાની ૩
વિમળ પર કીરપા જેમ કીધી
આવ્યો આપની પાસે ભવાની ૪
આપો વરત એમ વદીયો વાણી
આબજી થયા છે ઊલાસે ભવાની ૫
સ્વેતા ગીરિ જઈ સુર સુરેંદર
સુમર્યા સક્તીદાસે ભવાની ૬
મહીસાસુરને માજી મારો
નથી ખમાતો ત્રાસે ભવાની ૭
મારકંડની આયુષ્ય થોડી
ઓળખ્યા આબજી આભાસે ભવાની ૮
પુજયા ગીરીજા પ્રેમે પોતે
કાપી કાળતણી ફાંસે ભવાની ૯

ર ચંડિ સમું નહિ કોઇ
ા કલેષ કંકાસે ભવાની ૧૦
ય ભરૂસો રૂદીયા માંહી
મળ ગંગા નાસે ભવાની ૧૧



ગાયન ૩૬.

રાગ આશા સંસારમાં સુખ સાનું.

ા અજબ જગત રંગે ઢોગીલું જણાયે એ રાગ
નાહીરે સંસારીયામાં સમજીલ્યો ભાઇ ટેક
હે મમ ભારજા ભુંડી આપદા કોઇને અંતર ઊંડી
ા કહે છે ગયો કરજથી કાંઈ સુખનાહીરે ૧
હે બગડી મમ બાજી કોઇ કહે મુજ પુત્ર છે પાજી
ા કહે છે મળયો જુગારી જમાઈ સુખનાંહીરે ૨
હે રોગી તન મારૂં બસ ઘરેસું આવું અંધારૂં
છે સંપત્તિ તો સંતતી નાહીં સુખનાંહીરે ૩
હે ગઇ ઊમર આખી ટુંકારા શેઠાનાં સાંખી
ા કહે છે નિજ દુહિતા રંડાઇ સુખનાંહીરે ૪
પાઘને અવળી ઘાલી કોઇ બેઠા થઇને મોવાલી
ા સુતા છે પર ખોહાયેલી ખાઇ સુખનાંહીરે ૫
નિયાનાં આવ્રણ ભાંરી અંબે આરાધી થાઓ સુખારી
ચિંતાને ટાળે આરાસુરરાઇ સુખનાંહીરે ૬

ગાયન ૩૭.

રાગ આશા તાળ પંજાપી ઠેકો.

આશા કેવી નાર ધુતારી એ રાગ.

ભજન કર ભાવ ધરી હે ભાઇ. ભાવ ધરી હે. ટેક.
શીખામણ સમજે જો સારી
જપી લે તું જનનિ સુખકારી
સરવે ને સુખદાઈ. ભાવ ધરી હે. ભજન કર. ૧
પાણી પેલી પાળજ બાંધો
નહીં આવે પછી જરીયે વાંધો
એ છે ત્રીભુવન રાઈ. ભાવ ધરી. ભજન. ૨
અમુલખ અવસર વિતી જાશે
પાછળથી પસ્તાવો થાશે
સંશય જરીયે નાંહી. ભાવ ધરી. ભજન. ૩
ચતુર ચેતી લેતો સારૂં
જ્ઞાન દિપકથી જાય અંધારૂં
જનમો જનમ અઘ જાઇ. ભાવ ધરી. ભજન. ૪

---

ગાયન ૩૮.

રાગ આશા તાળ પંજાપી ઠેકો.

અંબે આઇ રાહુને વારો
અમોને ઉગારો. અંબે આ૦. ટેક.
અકલ હીણો અમ કેડે અડીયો
નગણો થઇને અહો નિશ નડીયો

ાણુ જાણે જે તેને કેવો ઘડીયો
ાપ તું સુખનો આરો. અમોને ઉગારો. અં. ૧
ાસ વસ્યાં આરાસુર ઝાડી
હેર કરો મમ અંબિકા માડી
ાવાનળ દુખ દીયે છે દાડી
ા અપરાધ અમારો. અમોને ઉગારો. અં. ૨
ીકટ વાહન કરો સુકલજ વરણી
ીન જનોનાં સંકટ હરણી
ધમ હશે મમ પૂર્વની કરણી
ોગવું દુઃખનો ભારો અમોને ઉગારો. અં. ૩
માનંદી આનંદની એલી
ારસો થઇને વેલી પેલી
વેનતિ ચતુરની આછેલી
માધાર એક તમારો અમોને ઉગારો. અં. ૪

---

ગાયન ૩૯.

## અંબેચંદની સ્તુતી.

તાળ પંજાબી ઠેકો રાગ આશા.

મે આજ ગરીબની વાજ
તા મુજ ઝાંઝને તારો. અંબે આજ. ટેક.
સમે આઇ આવો ઝટ ધાઇ
ાસુર હાઇ લીધો કર સાઇ
ાટ આણી નિજ દાસને ઉગારો. અંબે. ૧

દેવ દુખ હરીયાં શુરકાજ સરીયાં
નેહથી નજરીયાં ઠીક ઠામે ઠરીયાં
મહીશાસુર મારી ભાંગ્યો દેવ દુખ ભારો. અંબે. ૨
કૃષ્ણજી મોરારી સરિતા ઉતારો
કીધી રખવારી વારો વારી વારી
ઉડી તું આકાશે આઇ કરી ઝબકારો. અંબે. ૩
સિંહ ચડી ધાઓ દાસને બચાવો
અમી વરસાવો મુજ મન ભાવો
વગર મોતે શું આઇ હવે સીદ મારો. અંબે. ૪
આવ્યા ઝટ ધાઇ અંબિકાજી આઇ
લીનો કર સાઇ વાર જરી નાંઈ
ચતુર ચંડિકા આવી કારજ સુધારો. અંબે. ૫

---

ગાયન ૪૦.

રાગ આશાવરી તાળ દીપચંદી

સેવો સાંમ્ભવિ સ્નેહજ આણી
નેતિ નેતિ કહી વેદ વખાણી. સેવો. ટેક.

**સાખી,**

દુર મુખે જમ દેવને દીધું દુઃખ અપાર
સિંહ ચડી સીધાવીયા જરીયેન લાગી વાર. સેવો. ૧
શુભ નિશુંભે બળ કરી જીત્યું ઈંદ્રાસંન
દાદ દેવોની દીલ ધરી આપ થયા પ્રસંન. સેવો. ૨
મધુ કૈટવ વિશુ કર્ણથી પ્રગટયા જુગ્મ અસુર
ત્રાહી ત્રાહી વધી વદ ભય પામ્યા ભરપુર. સેવો. ૩

ાાગવડ કેરે પાંદડે પોઢ્યા જુગ જીવન
માઇ તુને આશાવંતા દીધા તેં દરશન. સેવો. ૪
જેને શ્રિજી સમરીયા પુરણ કીધા કાજ
માસજ પુરી એહની મહારાજા ધીરાજ. સેવો. ૫
મવર શું જાણી શકે આઇ આનંદી એહ
ચતુર ચિતમાં ચાહના નિશ્ચે સાચો સ્નેહ. સેવો. ૬

---

ગાયન ૪૧.

રાગ આશાવરી તાળ ત્રીતાળ.

માજી મુખ જોઇ તારૂં હું તો હરખા...ઈ. માજી. ટેક
માજી મુખ જોઇ તારૂં સર્વે દુ:ખ રહ્યું ન્યારૂં.
અંગો અંગ વાધી મોહ, શીલ સમતા...ઈ. માજી ૧
રોળ્યો તેં લંકાનો પતિ, રામ ઘરે થઈ રતી;
પોતે બની પારવતિ, જય જુગ રા...ઈ. માજી. ૨
ગતિ છે ગહન ગુઢ, જાંણી શકે શું મુંઢ;
ત્રીગુણી માયા જે કહીયે, તુજમાં સમા...ઈ. માજી. ૩
ચતુર આતુર અતિ, દેદાર દીયોને સતી;
આપની ગહન ગતિ, જાણી શકું નાં...ઈ. માજી. ૪

---

## દુનીયા દુખદાઇ વીસે.

તાળ પંજાપી ઠેકો રાગ આશા.

૧ અજબ જગત રંગ ઢોંગીલું જણાયે એ રાગથી ગવાસે.
ત્રાઇ આરે દુનિયાની એવી અનેક ઉપાધી. ટેક.

રણ વગડામાં કોઇ લુંટાયો, કોઇને લોહ પનોતિ પાયો;
કોઇને છે અંગમાંહી, આધી અરૂ વ્યાધી. ભાઇ આરે. ૧
કોઇને વહનીહે વીંટી લીધા, કોઇએ ઝેર હળાહળ પીધા;
કોઇતો ડુબ્યા છે નીર, ઊંડામાં અગાધી. ભાઈ આરે. ૨
માટે સમરો સાંમ્ભવિ સાચી, દુજી વાત દુનિયાની કાચી;
ચતુર ચંડિકા સાથે, સ્નેહ દીયો સાંધી. ભાઇ આરે. ૩

---

ગાયન ૪૨.

## સંસાર રૂપી વન વીસે.

### તાળ ગજલ—રાગ સોહીણી.

(દા ઉઠી છે દુઃખની દિલમાં એ ઢબ.)

આ ભયાનક વન વિશે, આઇ શી ગતિ થાશે અમારી;
વા ા વરૂને વાનર ડરથી, ભુલ્યો હું ભક્તિ તમારી
આ ભયાનક૦ ટેક. ૧
અહીં અહંકારે ડંસ કીધો, વીષ વાધ્યું છે આ વારી.
આ ભયાનક૦ ૨
ઘોર તિમરમાં હું ઘુંચવાયો, ભયભીત થયો છું ભારી.
આ ભયાનક૦ ૩
આ વેળા નહીં વાટ બતાવો, થાશે આ જીંદગી અકારી.
આ ભયાનક૦ ૪
ચતુર આઇજી ચોંપે ચાલો, વીકટ વાઘે કરી સવારી.
આ ભયાનક૦ ૫

ગાયન ૪૩.

રાગ સોહીણી ઉપર પ્રમાણે.

તું જનનિ જયકારી મૈયા, તું જનનિ જયકારી;
સમજણ આપો સારી મૈયા, તું જનની જયકારી. ટેક. ૧
તું શક્તિ સચરાચર વ્યાપી, મતિ ન પોંચે મા ..રી.
તું જનની૦ ૨
અજન્મા અવિનાશી વિભુને, આકારી કરના...રી.
તું જનની૦ ૩
જઠરા રૂપી જનની જુગમાં, સરવેને સુખકા...રી.
તું જનની૦ ૪
શ્રદ્ધા શાન્તિ ક્ષમા જે કહીએ, તે કીર્તિ છે તા...રી.
તું જનની૦ ૫
લક્ષ્મી રૂપે વિશ્વ સર્વને, ભમાવીયા તેં મા...રી.
તું જનની૦ ૬
તું મહાકાળી દિન દયાળી, તું હરિહર પટરા...ણી.
તું જનની૦ ૭
ચતુરને દરશન દયો દાદી, કરીને વાધે સ્વા...રી

ગાયન ૪૪.

રાગ સોહિણી તાળ ત્રીતાલ.

તારો મુગટ મણિમય ભાળી, શું વરણું મૈયા હું મુખથી,
હીરલાથી હલ્વાળી.—તારો મુગટ મણિમય ભાળી. ટેક.
કનક માંહિ કોતરણી કીધી, જુગતે કીધી જાળી.-તારો૦ ૧

લટકે લાલ્યું રંગે રાતી, તીમિર નાખ્યું ટાળી.—તારો૦ ૨
સાંભ્ભવિ કેશ શિર પર સોભિત,ઝળકત ઝાક ઝમાળી–તારો૦ ૩
ઉતમ દિવસ ઉદય થયો છે, ચતુર ચંડી નિહાળી.–તારો૦ ૪

---

ગાયન ૪૫.

રાગ કાફી—તાળ દીપચંદી.

આ જગમાં જન્મ ધરીને સમજ્યો ના સતસાર.–ટેક૦
ઓળખી લે અંબા અલબેલી, પામે સુખ અપાર;
અર્થ ધર્મને મોક્ષની દાતા, આપે પદારથચાર.–આ જગ૦ ૧
સમજી લે તું શાણા સહેજે, શક્તિ સરજનહાર;
ગૃહ ગૃહ ગીરિજા ચરાચર વ્યાપી,
શું કહું વારંવાર.—આ જગમાં જન્મ૦—૨
અખીલ ઈશ્વરિ ઓળખ્યા જેણે, ધન્ય તેના અવતાર;
દાસ ચતુર જનનિ નહિ જાણ્યા, ભુતળ કેવળ ભાર.
—આ જગમાં જન્મ૦ ૩

---

રાગ સોહીણી તાળ ત્રિતાલ.

મારા ર્હદય કમળ આઇ રેજો. મારા.
રહેમ ર્હદયમાં અંબે રાખી, દાસને દરસન દેજો. મારા. ટેક.
ભવાબ્ધી વનમાં ભુલ્યો ભટકું, ભાળ ભવાની લેજો. મારા. ૧
નર નારી સહુ નેહ ધરીને, જય જય અંબે કેજો. મારા. ૨
ન્યાલ થયો મા નયને ન્યાળી, ભાળીને નવરંગ નેજો. મારા. ૩
ચતુર ચંડી ચરણે જાતાં, સંકટ સઘળાં સહેજો. મારા. ૪

---

ગાયન ૪૬.

રાગ કાફી ઊપર પ્રમાણે તાળ દીપચંદી.

ધન્ય ધન્ય હે મા ધરણી, કરણી અગમ અઘાત
વ્યોમ વાટે વારી વરસાવે, વીજ રૂપે ભલી ભાત
પૃથ્વી રૂપે પાલણ સહુનું
કરતાં હે જગ માત, ધન્ય ધન્ય હે મા ધરણી ૧.
હીરારત્ન અમુલખ ઉતમ ધારણ હારીધાત
જીવ જંતુ વિટપ ને વારી
તુજ પ્રૌઢો પર તાપ, ધન્ય ધન્ય. ૨.
ચતુર સમજી લેતું શાણા, જગ કારણ જગ માત
ત્રિગુણાત્મ જાણો જનનીને
વિશ્વ વિશે વિખ્યાત, ધન્ય ધન્ય ૩.

---

ગાયન ૪૭.

રાગ ધનાશ્રી.

સમજ્યો નહીં સત સાર સંસારીયામાં સમજ્યો નહી સતસાર
ઉમર આખી એળે કાઢી, ગાફલ છેક ગુમાર
સંસારીયામાં.
ઓળખ્યા નહીં અંબિકાઆઇ ખાશો જમનાં માર
સંસારીયામાં.
રાજ્ય ભરૂસો રૂદીયામાંહી, હઠીલા સીહ હાર
સંસારીયામાં.

અધમ ઓધારણ આ઼જી એવી, એ છે તારણ તારે
સંસારીયામાં
દાસ ચતુર જનની નહી જાણ્યાં ભૂતળ કેવળભાર
સંસારીયામા.

---

ગાયન ૪૮.

રાગ કાફી ઊપર પ્રમાણે તાળ દીપચંદી.

ક્ષુધા રૂપે મા બીરદાળી બેઠી રદય આજાર. ટેક.
જઠરા રૂપી, જજની સહુને, પાચન પોષણ હાર;
તે વિણ સર્વ જીવાત્મા સુનુ
પશુ પંખી નરનાર... ક્ષુધીરૂપે. ૧
ક્ષુધા શાન્તિ દેવિ કહીયે,
સંસાર કેરા સા......ર;
બેમાંથી એકે નવ હોયે,
તો ખાશો જમ માર ક્ષુધીરૂપે ૨
ક્ષુધા દેવી થકી ધ્રુવ ધીરા,
જપીયા જુગદાધાર...;
શાન્તી દેવી વસી નાહી જેમાં;
ધીક તેનો અવતાર. ક્ષુધીરૂપે ૩
આશા રૂપી અંબા સહુની,
પુરે જગમાં આ...શ;
પૂજયા રૂક્ષમણીએ મા મીતે,

પામ્યા કૃશ્ણ મોરાર. બુધીરૂપે ૪
હરી હર અજથી ના ઓળખાઇ,
નર પામર શુંભાર, દાસ ચતુર ગતી ગહન જોઇને
થઇ બેઠા લાચાર. બુધીરૂપે. ૫



ગાયન ૪૯.

રાગ હોરી તાળ દીપચંદી.

આરાસુરી ખેલે હોરી સંગ બીરદાળીકી જોરી,
આરાસુરી ખેલે હોરી. એ ટેક.
પાવે ગઢસેં આઇ કાલીકા, સંગ ભવાની ભોરી
મદ ભરી મૈયા ધુંમ મચાઇ, અંબે બેચરકી જોરી
ખેલે મત વારી મા હોરી. આરાસુરી. ૧
લટકત લલીત હાથ પીચકારી
કેસર ગાગર ધોરી, ડારત રંગ પતંગ પરસ્પર
ગ્રહી ગુલાલકી ઝોરી, ખેલે સબ જોરી જોરી
આરા સુરી ખેલે હોરી. ૨
બાજત તાલ પખાજ ઝાંઝડફ
ગાવત મૈયા મોરી, ધમમમ ઘમમમ ઘુઘર બાજે
ઠમકતપાયે ધોરી, સુંદર સીર નાઇકી મોરી
આરાસુરી. ૩
શ્વેત ચુંદરવા શીરપર શોભે
જરીયાનીકી કોરી, જળહળ જોત્ય જાગતીઝળકે
કહે ચતુર કર જોરી, દરસ દીજે માતુ મોરી
આરાસુરી ૪

ગાયન ૫૦.

રાગ માઢ તાલ ગજલ

થયો હવે પ્રભાતરે વિતી મુસાફર રાત     એ ટેક.
સુખથી સુતોશું નિંદ્રામાં
જાવું છે બહુ દૂર, જાગૃત થઇને જોતું આંખી
ચિતમાં ચેતિ ચતુરરે, વિતી મુસાફર રાત. થયો ૧
સ્વપ્નામાં સમૃતિ ગઈ છે,
કરવું તું જે કાજ, વખત વીતેથી શું વળવાનું
રટતું રાજા ધિરાજ રે, વિતી મુસાફર રાત. થયો હવે ૨
ભાન ભુલ્યો હું નિજગૃહ કેરૂં
ભમીયો ઠારોઠાર, ચતુર ચિતમાં જો નહી ચેતો
ખાશો જમના મારરે, વિતી મુસાફર રાત. થયો હવે ૩

---

ગાયન ૨૮.

રાગ માઢ તાલ ગજલ.

આ માનવ દેહ મળયો છે માટે,
જપ જનની જુગરાય.     એ ટેક.
ઓળખીલે અંબે આનંદી મનડા કેરીમાંય
શુદ્ધ હૃદયથી સમરન કરતાં
પાતિક દુર પળાયરે, તું જપ જનની-માનવ. ૧
કલ્પ તરૂ છે કળીમાં કાળી સહેજે કરશે સાય
બાવળના છાંયે બેઠાથી
વાગે કાંટા પાયરે, તું જપ જનની-માનવ. ૨

આમૃતરૂ અઢીયાળું રમણિ શીતળ તેની છાંય
જેમ જેમ અધીકાં ફળ જામે
નિચું નમતું જાયરે, તું જપ જનની-માનવ. ૩
તાડ સમાં ઊંચા નવ રહિયે સમજી ધ્યોએ સદાય
નમીયા તે માજીને ગમીયા
બુડતાં બુડસે બાંયરે, તું જપ જનની-માનવ. ૪
હું પામરને આપ ભરૂસો જીવ ઠરે છે ત્યાંય
કર જોડીને ચતુર તારા
પૂજે પ્રેમે પાયરે, જપ તું જનની-માનવ. ૫

---

ગાયન ૫૭.

## દીન નીકે બીતી જાતે હે રાગ.

રાગ બીહાગ તાળ ધમાલ.

ઓસર નહીં ફેરી આતે હેં. ૨.
સુમર શાંમ્ભવિ સુખ નિદાન. ઓસર ટેક.
અવસર અમુલખ જાય તુમારો
અધમ ઊધારણ આઇ સંભારો
છાંડો નિજ સ્વભાવ નઠારો
તબ પાવેગે સુખકો આરો
ક્યોં. બેર બેર ભુલ જાતે હે. ઓસર ૧.
માહા માયાકિ એહીહે માયા
જીસમે તીનજ લોક સમાયા
ભાન ભુલે અપનો નિજ ડાયા

સમજે ના જનનિ જુગરાયા
ક્યોં ફેરી ફેરી પછતા તે હે. ઓસર ૨.
ઇશ્વર મેં જો શક્તી નાંહી
વાકું કોન ભજે હે ભાઇ
શક્તિ વિના નહીં કિંચિત કાંઇ
જલ સ્થલ જુગદ઼ંબે રહી છાઇ
તુમ ચતુર ક્યોં ભુલ ખાતે હે. ઓરસ ૩.

---

ગાયન ૫૩.

રાગ સોરઠી મલાર તાળ પંજાપી

રે આઈ ભવ સિંધુથી તારો, ડુબે છે નાવ હમારોરે
આઈ ટેક.

વનિતા રૂપી વમળ પડયું છે, હાર્યો હાંકણુ હારોરે
આઈ ૧.

મન મોજા આવે છે મોટા, નથી ઊગર્યાનો આરોરે
આઈ ભવસીંધું ૨

લોભ ખડક સાથે અથડાશે, ભાંગીને થાશે ભારોરે
આઈ ૩.

ડુબશે નાવ જશે પત તારી, ભરાઈ અઘમય ગારોરે
આઇ ૪.

ચતુર અરજી ચિતમાં ધારી, આઇજી ઊરમાં ઊતારોરે
આઇ ભવસિંધુથી તારો, ડુબે છે નાવ હમારોરે
આઇ ૫.

---

ગાયન ૫૪.

## રાગ દેશ.

### મારી નાડ તમારે હાથે.

આઈ આપ ગરીબન વાજં આરાધુ આ સમેરે,
આ રંક ગણી નિજ બાળ બાંહ્ય ગ્રહજો તમેરે. ટેક.

ભવાબ્ધી વનમાં ભારે ભટકું: આપતી અણીએ
આવી અટકું
લોભ થકી હું લટકું, જ્ઞાન વિનાં અમેરે આઇ ૧
ઊમર આખી એળે કાઢી શ્યામટી સ્વેત થઇ ડાઢી
નીજ દ્રષ્ટિ કર ટાઢી ચીત ભુલ્યું ભમેરે આઇ ૨
હે અંબા છો અંતર જામી માફ કરો સેવકની ખામી
કીડી કોસનો ડામ કેવી રીતે ખમેરે આઇ ૩.
નામ ચતુરને મરખ જાંણો આપના નામ થકી
ઓળખાણો
વગર ઘડેલો પાણો કહો કેને ગમેરે આઇ ૪.

---

ગાયન ૫૪.

## તાલ ત્રીતાલ મુદો.

રાગ મલાર ઘન ઘોર ઘેરાયો ઘન ભારી એ રાગ.
અંબે આઇ આનંદ કારી અંબે આઇ આનંદ કારી
જળહળ જોત જાગતી ઝળકે

નિરખો સઊ નર નારી, અંબેઆઈ ટેક.
ગીરીવર ગબર જબર ગુણ ગંભીર
ઓપીત આનંદ કારી
સુરનર બ્રહ્મ મુનેશ્વર ફનીશ્વર
અકળ કળા ઊર ધારી અંબેઆઇ ૧
ગાઓ ગુણ ગરબા ગીરીજાના
હર્ષ ધરી નરનારી
જય જય સહુ અંબે ઊચરતાં
આનંદ ઊર અપારી અંબેઆઈ ૨
પરચો પ્રબળ પારાનો પુરન
ભાસિત ભોમીં ભારી
મોટા મોટા મહીપત મુનીવર
વારણાલે વારી વારી અંબેઆઇ ૩
પુરૂષ પિયર છે આઇનો પારો
સમરથ સરજન હારો: અધમ ઓધારણ અંબેએવી
દે છે દુખ વિદારો અંબેઆઇ ૪
મુજવાંણી શાંણી થઇ બેડી મતી ન પોંચે મારી
દાસ ચતુરને ચંડીચાંપે ભવસીંધુ દયા તારી
અંબેઆઇ ૫



ગાયન ૫૫.

કનૈયો તેરો જમુનામાં કુદ પડયો. એ રાગનું.

રાગ ધનાશ્રી તાળ પંજાપી.

અંબે આનંદ ધરી, ભજીલે મન અંબે આનંદ ધરી ટેક.
અર્થ ધર્મને મોક્ષની દાતા, કામના શુભ સરી. ભજીલે ૧.
કલ્પતરૂ કાળી કળજુગમા, નિરખો નયનાં ભરી. ભજીલે ૨.
નિરમળ નામ જપીને નિશદિન, ભવસિંધુ સહેજતરી ભજીલે ૩.
આનંદ મૂરતિ છે અલબેલી, ચતુર ચિતમાં ઠરી ભજીલે ૪.

—:o:—

ગાયન ૫૬.

રાગ બંજારો.

ધન્ય ધન્ય આરાસુર રાણી
તુજ વેદ વખાણે વાણી, શ્રુતિ સ્મૃતિયે પરમાણી
ચહુ દિશ આંણ વરતાણી, ધન્ય ધન્ય ટેક.
જય સૃષ્ટિ સરજન હારી, જીવ જંતુ પશુ નરનારી
છે અજાબ તુજ એંધાણી તુજ વેદ વખાણે વાણી
ધન્ય ધન્ય ૧.
પરચો પારાનો ભારી, વરણવતા જાંઉ હારી
સાયર નહીં કીરત સમાંણી, તુજ વેદ વખાણે વાંણી
ધન્ય ધન્ય ૨.
હું દીનજ દાસ તમારો, આપો આઈ સુખનો આરો
જુગ સચરા ચર જાંણી, તુજ વેદ વખાણે વાંણી મા
ધન્ય ધન્ય ૩.

જ્યાં જોઇયે ત્યાંતું તેવી, હું કહી ન શકું આ કેવી
તું રૂદ્રાણી બ્રહ્માણી, તુજ વેદ વખાણે વાંણી
ધન્ય ધન્ય ૪.

જ્વાલા જંજાલ આ જગની તું વારે ધાજે વગની
મુંને રંક શિશુ નિજ જાંણી, તુજ વેદ વખાણે વાંણી
ધન્ય ધન્ય ૫.

ચતુર ચરણાં કે દાસા, રાખો પદ પંકજ પાસા
જીંદગી થાયે ધુળધાણી, તુજ વેદ વખાણે વાંણી
ધન્ય ધન્ય આરાસુર રાંણી તુજ વેદ વખાણે વાંણી ૬.

---

ગાયન ૫૭.

કાનૈયો તેરો જમુનામે કુદ પર્યો એ રાગનું.

રાગ ધનાશ્રી તાળ પંજાબી.

અંબે રટો રસના હરદંમ અંબે રટો રસનાં એ ટેક.
એ વિણુ અન્ય વાત છે અમથી, ત્યાગ કરો તૃષ્ણા
હરદંમ ૧.

ખોટી લવરી ખાલી કરનાં શ્વાન સમું ભસના
હરદંમ ૨.

અગર ચંદન અલૌકિક છોડિ, કાષ્ટ મે કયા ઘસના
હરદંમ ૩.

દાસ ચતુર અંબે આરાધો, ડંકા બજે જસના

---

ગાયન ૫૮

સદા સંસારના સુખ દુખ સરખા માની લઇયે એ રાગનું

રાગ પહાડી ગજલ.

ભજો ભલી ભાત અંબે માતને હો મનવા મેરા
શીખામણ માની લેતું, આખર નાંહી કોઊ તેરા ભજો ટેક.
બાળ પણું એળે ખોયું જુવાનીમાં કાંઇ ન જોયું
જરા હવે પોહોચી જાણ તાણીસ તું જંગલમાં ડેરા ભજો ૧.
સુકરીત કછુ ન કીનો, પાપથી જરા ન બીનો
ખોયો ઊમદા નગીનો ફરીશ તું ચોરાશી ફેરા ભજો ૨.
રટ આઠુ જામ અંબા હવે કર નહિ વિલંબા
સમજ નાંહી એ અચંબા આ દમહે દરીયાકી લેરા ભજો ૩.
ચતુર કે જીંતી બાજી હાર્યો તું હરામી પાજી
માટે ભજી લે તું માજી કોઇક દિન પાર બેરા ભજો ૪.

---

ગાયનં ૫૮.

ઓ જશોદાજી આવડો લાડક વાયો લાલ ન કીજીયે. એ રાગનું.

રાગ સારંગ

ઓ અલબેલી, એક આરાસુર ધાંમ અનોપમ તારૂં;
છે રમ્ય અતિ સુખકારી સોહાગી દુઃખ હરનારૂં ટેક.
આરાસુર જાત્રા જે આવે, તે માન સરોવરમાં નાવે
તેને સંકટ કદિયે નહી આવે, ઓ અલબેલી ૧
નરનારી ચાચરમાં આવી, ગરબા ગાયે ઊછરંગ લાવી
કુકર્મિ દે છે વણુ સાવી, ઓ અલબેલી ૨.

જય જય અંબે સુખ ઊચ્ચારી, ઘણું હર્ષિત થાયે નર
કરે ઘંટા નાદ ઘણાં ભારી, એ અલબેલી
કોશ દવા દસ જાયે ડગ ભરી સહુ તેહ પદારથ ત્યાગ કર
મા વિઘ્નો સરવે લે છે હરી, એ અલબેલી
જાત્રા જાએ સંકટ સહુને, માના દેદાર કરે જઇને
બેઠા આઇ સિંહારૂઢ થઇને, એ અલબેલી
કુ દ્રષ્ટિ કોઇ પર કોઇ કરે, તે મોત વગરનાં નિશ્ચે મ
તેથી નરનારી સહુકો ડરે, એ અલબેલી
નજીક જઇને આઇને ન્યાગે તે કાંઇયે નજરે નહી ભા
કોઇથી ન કળાણી કોઈ કાગે, એ અલબેલી
ગબ્બર ગોખે અંબા રાજે, અનહદ આનંદ બીરાજે
મા દીન તણાં દુખડાં ભાજે, એ અલબેલી
દરવાજે ચોઘડીયાં વાગે, કોઈ નૃત્ય કરે આઇજી આગે
સહુ લળી લળીને પાયે લાગે, એ અલબેલી
ચતુર ચિતમાં રાજી થઇને, અહો નિશ અંબાના ગુણ ગા
બ્રહ્મ ભોજન કરજો ત્યાં જઇને, એ અલબેલી

---

ગાયન ૫૯.

કદમુ મે મુસ્ત ફાકે મેરાઇ મજાર હોતા એ રાગ.

તાલ ત્રેતાલ રાગ ગજલ.

હરદમ દીયોજી દે દારા, એહી માગું વારંમવારા
મેહેબુબ તુમ હોજી મેરા મોહે આસરા અંબા તેરા

પડા બેડા ભમર જલમે ઊબારે તુંહિ પલમે
બરનન કિતાબો અસલમેં નિજ નાંમકા હે આધારા
હરદંમ ૧.
મે શર્ણ આયે તેરી શુધ લેનાં માતુ મેરી
કબુહુ લગેન ડેરી દિનદાસ મે તુમ્હારા હરદંમ ૨.
બીચાર કીનો ખાસા છાડી પરાઈ આશા
કહેતા ચતુરદાસા ભયે અંતરે ઊજારા હરદંમ ૩.

---

ગાયન ૧૦.

નંદ કે લાલા હોમત વાલા કૃશ્ન કનૈયા તુપીનો હો એ રાગ.

રાગ ગજલ તાળ ધમાળ.

એકઅંબે સરીખે ઈસ જુગમેં દેખે નહી કબાહુ કોણી બડે
કોણી બડે પ્યારે કોણી બડે પ્યારે કોણી બડેરે કોણી બડે
એકઅંબે ટેક.
જબ વિમલપર રેહેમત ભઇ તબ હસ્તિ વાકે દ્વાર ખડે
ઈસ્કા મતકો નહી પાંર કબુ રામ કે બાદસાકી સંગ લડે
એકઅંબે ૧.
જબ સમુંદર મંથન કૃશ્ણુ કીયે તબ તે રહી રત્ન નીકારદીયે
આઇ સુમરનસે રતિ કૃશ્ણુ ભયે દૈતો કો પીલાયે સુરાઘડે
એકઅંબે ૨.
અકોહર સંશય દિલમે ભયે તબ કૃશ્ણુ પ્રશ્ન ખુલાસાકીયે
ધ્રુપતાકી પાસે માંગલીયે તુજ ખપર ખટકું નાહી નડે

એકઅંબે ૩.

કોઊ અંબેઅંબે યાદ કરે ભવસાગર ભારી સેહેજ તરે
નવ નિધી પાંમે નિજઘરે ચતુર ચિત ધ્યાઇ કે વર્ણું અરે
એકઅંબે સરીખે ૪.

---

ગાયન ૬૧.

રાગ ગજલ તાલ ધમાલ.

મેહે બુઅ મૈયા મેરી તુમ દેદાર દીનકું દીજીયે
નિજ જાનકે અપને શિશુ કીચસે ઊઠાઇ લીજીયે
મ્હેબુઅમૈયા ટેક.

તુમ ગરીબન વાજ તું સીરતાજ તું સુખ સાજ હે
તુમ હે ભવજલ નાવ રહેમત રંક જાણી કીજીયે
મ્હે બુઅમૈયા ૧.

તું ચરાચર ચંડિકે ચોખુંટ મે ચમકી રહી
ચતુર ચિતમે ચાહના ચરના પખારી પીજીયે
મ્હેબુબમયા ૨.

---

ગાયન ૬૨.

ખાજા લેલે ખમરીયાં એ રાગ.

તાળ દાદરો ગજલ.

દેવી દેદે દેદાર દયાળીરે મૈયા દેદે દેદાર દયાળીરે એ ટેક.
સિંહ તણી સ્વારીકરી બેઠી બીરદાળી

અષ્ટ ભુજા આયુધ ધર્યાં ગબ્બર ગોખ વાળી દેવી દેદ દેદાર ૧.
અસુર તણો અંત આણી પલકમાં પ્રજાળી
ભક્ત જનની ભાળ લીધી માત મહાકાળી દેવી દેદ ૨.
સુરતણી સહાય કીધી રેહેમથી રઢીયાળી
પરચો પ્રચંડ પુર્યો બેચર બીરદાળી દેવી દેદ ૩.
દાસ ચતુર દીન થઇને ગર્વ મનનો ગાળી
ભજો ભલી ભાત ભાઈ માત મર્માળી દેવી દેદ ૪.

---

ગાયન ૬૩.

સતાવો શીદ સંસારી અમારે ને તમારે શું એ રાગ
રાગ કવાલી ગજલ.

સુમર તું સાંભવિ સાચી રહ્યો શું અન્યમાં રાચી
એ ટેક.

અંબીકા ત્રિગુણી માયા જેના જસ વ્યાસજી ગાયા
દેવિ પુરાન રચાયા નીગમો નેહસે બાંચી
સમરતું ૧.

દૈત દુર્ગનથા ભારી લીયે સબ બેદ ઊચારી
ભયે બ્રહ્મ તનું લાચારી બેદનકો નાં સકે બાંચી
સમરતું ૨.

કિનો વધ છીન મે આઈ બ્રહ્મકો વારે તું ધાઈ
સનાક્ષી આઇજી સહાઈ કળામાં ના જરી કાચી
સમરતું ૩.

મારકંડ મગન થઇ મનમે ઊપાસ્યા આઇજી તમને
અતિશે ડર લગે જમને સકળ જુગ શક્તિ તું સાચી
સમરતું ૪.
ચતુર તુજ ચર્ણ કે વાસા રખો નિજ આપકી પાસા
ગણી નિજ દાસ કે દાસા રહે ગુણ ગાઇને રાચી
સમરતું ૫.

---

ગાયન ૬૪.

છંદ મનહર બહિલાંપિકા.

શાને માટે સાણાં તુને સમજ પડી ન કાંઇ
કામક્રીડા માંહિ ભુલ્યો ભમે ભલી ભાતથી
લિધો જેને લાવ અંબા નામ જપી નીશદિન
દાસ થઇ શીયળ ને સાચવ્યું છે જાતથી
સમ દ્રષ્ટ વેઠિ કષ્ટ કર્મ નષ્ટ ત્યાગ કરી
નારાયણી નિરાદિન રટેદિન રાતથી
ગમ નહી પડે તેવો આઈનો અગમપંથ
રટણ કરોને અહોર્નિશ ખુબ ખાંતથી
દાસખાસ થઈ ગુણ ગાય સદા ગીરજાના
સમજીને ચર્ણ પ્રીતિ કરો જગ માતથી
નેહ ધરી નિત ચીત ચોડી જેને સેવ કીધી
અંબીકા આરાધી પૂજા કીધી નિજ હાથથી
બિકસી બીજાની જેને આશરો છે અંબા કેરો
કાર્ય સૌ સફળ કરે વખાણું શું વાતથી

સમરી સમરી નર ગયા છે અનેક તરી
હામ શુભ હૈયા કેરી પુરી ભલી ભાતથી
યમ કેરો ભય જેને જનમો જનમ મટયો
થાય મન શાંન્ત અંબા રટીલે એકાન્તથી
ઓથ જેને અંબા કેરી તેને ભય નહી અરી
ચતુરને લગની લાગી એક અંબે માતથી

---

ગાયન ૬૫.

છંદ મનહર.

મુળનું મંડાણ મહામાયા વિના કોઈ નહીં
વિચારી વિચારી કહું રહયની વાતને
ઇચ્છા રૂપાં અંબિકા વિના ન ચાલેપળ એક
શાંન્તિ દેવી વિના શાંન્તિ નહી જીવ જાતને
નિદ્રારૂપી દેવી જયારે સરવેને સુખ આપે
મટિને ઊપાધી દીલ થાય અતિ શાંન્તને
ચતુર કહે છે સાહુ સમજી લ્યો ભાઈ મારા
દુર્ગુણ દૂર કરી ભજો જગ માતને

---

ગાયન ૬૬.

મનહર છંદ.

અંબે નામે સર્વ સુખ અંબે નામે ભાગે ભુખ
અંબે નામે ધન્ય કુખ જનનિની જાણીએ

અંબે નામે સિંધુ તરે અંબે નામે અમી ઝરે
અંબે નામે ધાર્યું કરે પુરણ પ્રમાણીયે
અંબે નામે મટે રોગ અંબે નામે રૂડા ભોગ
અંબે નામે જોગા જોગ જોડું મળી જાય છે
ચતુર કહે છે ભાઇ જેને અંબીકા છે સ્હાઈ
લેને ગુણગાઈ આઈ ભજે સુખ થાય છે

---

ગાયન ૬૭.

છંદ મનહર.

સુંન્ય હોય ત્યારે તેને, સરવે કહે છે સુન્ય
શકિત રૂપી એકડાથી, સુન્ય ઓળખાય છે
તેવી રીતે ઇશ્વરને, માયા ઓળખાવનાર
માયા વિના નામ ઠાંમ, સાનું સમજાય છે
તેલ કોડીયું ને મહીં, વિધ વિધે વાટ ધરી
જ્વાળાના પ્રકાશ થકી, પ્રકાશી જણાય છે
ચતુર કહે છે સાહુ વિવેકે વિચાર કરો
જગ જનનીને ભજવાથી સુખ થાય છે

---

ગાયન ૬૮.

છંદ મનહર.

અંબે અંબે રટભાઇ, સેવકના સુખદાઈ
ગુણ સદા લેને ગાઈ, આઈ અભિરામને

અંબિકા આરાધી જેને, અતિ સુખ થયું તેને
લાવ અહોનિશ લેને, મુકી નિજ માનને
રાખ્ય મન માંહિ ટેક, છોડ નહી નિજ નેક
એકથી સુખો અનેક, પામે નિજ ધામને
ચતુર કહે છે કાળી, દિલમાંહી છે દયાળી
રમ્ય રઢીયાળી ભાળી રહુ આઠુ જામને

---

ગાયન ૬૯.

છંદ હરિગીત.

ભજીયે ભવાની ભાવથી, નિશદિન ચાલો ન્યાયને
સુભગ આચરણ આચરીને, મુકી દયો અન્યાયને
જુઓ જન્મ આખો જુઠમાં, ચોખુંટમાં ચાલે સહુ
તે એકથી અનેક પ્રાણી, દુઃખડાં પામે બહુ
તે પાપના પરતાપ મરકી, ચાલી બાવા દેશમાં
અનેક ને ઉપાધિ વ્યાધિ, દેખી દ્રષ્ટ હમેશમાં
આદ્ય અંબીકા આરાધીયે, ચરણાં પખાળી પિજીયે
આનંદ મૂર્તિ અંબીકાનું, નાંમ નિશદિન લીજીયે
ભવસિંધુ સુખો ભોગવીને, પામે મણિપુર ધામને
માહા માયા મોક્ષજ દાયની, શુભપુરી પાડે હામને
ચતુર ચિત હુલાસથી હરિગીત રચીયો હેતથી
પઢે જો પ્રાતસ કાળમાં તે નાવે યોની પ્રેમથી

---

ગાયન ૭૦.

## શીખરણી વ્રત.

શક્તિ કરજો સહાઈ આ જ ગુજારૂં આપડી
વારે વેહેલાં આવો શુભ વિકટ વાહન કરી
જોર ન ચાલે જરીએ ભરાય લોચન વારિયે
દુઃખ દરીયામાં ડુબ્યો દીન શીશુ જાણિ તારીયે
સગા સહોદર સર્વે આવિ મળયાં સહુ આગળે
વધતી જોઇને વ્યાધી ટીંટોડા સમ ટળવળે
વસમી વેળા ધાઓ વેગેથી વિશ્વેશ્વરી
અમીધારી વરસાવો પ્રેમેથી પરમેશ્વરી
અશુભ કર્મો અધીકાં કર્યાં હશે મેં કો સમે
તે સાંમું નવ જોશો ગુણ ગ્રામી ગીરજા તમે
અંત સમયમાં આવો ગજ ડુબંતા ગીરધરી
રહેમ રદયમાં લાવો કહું છું આઇજી કરગરી
ચતુર અરજી ચિતમાં ઉતારી લેશો આઇજી
વસમી વેળા ધાઓ સેવકનાં સુખદાઈજી

---

ગાયન ૭૧.

## છંદ પધરી.

### દુહા.

સમરૂં માતા શારદા, ગણપત લાગુ પાય;
એક અંબે તારો આશરો, મેહેર કરો મંમાય.

આસો સુદની પ્રતિપદા, નવરાત્રીની રાત;
અંબે આદ્ય ઉમંગથી, બેની મળી છે સાત.
આનંદ અધિકો પ્રતિદિને, જય જય શબ્દ ઉચાર;
હિતેચ્છુ હિંગળાજને, વંદુ વારંમવાર.

---

છંદ પરધરી.

એક સમય માય, નવરાત્રી છાય
ગરબા કોરાય, શિર પર ધરાય
સાડી અમોલ, શૃંગાર સોલ
અરચા કપોલ, ઝળકે અતોલ
વસીવલ કિરેન, સમવાળી વેન
ખંજનસું નેન, વદ અમીત બેન
મોતનકિ માલ, ઝલકંતી ઝાલ
અતિ અધરલાલ, બાહુ વિશાલ
ઘુઘર કે ઘોર, સરનાઇ સોર
વયમેં કિસોર, છબી છાઇ ઓર

---

ગાયન ૭૧

છંદ પરધરી.

સખીયન કે સંગ આણિ ઉમંગ
હસિ મંદ .મંદ મુખ ગાય છંદ
તાલીકો તાન ચાવંતીપાન

મુખ ગાય ગાન ઉછરંગ આન
શુક જે સે નાક નથનિ અથાક
ઝલકે ઝમાક આરોજ આંક
બોચર સું બાત કરે અંબેમાત
મીલી બેની સાત ઉર આણિ ખાંત
હિંચન હુલાસ ચાચર કિપાસ
રંભા રંગે ખાસ રજનિ ઉજાસ
ગરજે નિશાન ગત શુભગઠાંન
લગે ત્રોડ તાંન નિજ ભુલ્યાં ભાન
હરીહરને અજજ સુર થઈ ને સજજ
નિજ અહુકો તજ લિયે ચર્ણા રજજ
ધન અંબેલાલ દિનકે દયાલ
મુખ બોલે વાણ જુગજોડી પાણ
કુસુમન કી વ્રષ્ટ સુરે કીધી શ્રેષ્ટ
સરવેના કષ્ટ ભયે સરવ નષ્ટ

---

ગાયન ૭૧

છંદ પધ્ધરી.

દુંદભી બજાય ઉર હર્ષ લાય
ગાંધર્વ ગાય દધ ઠમકે પાય
વિર વાયે ચંગ ભૈરવ ભેરીંગ
થી થી કીટ મ્રદંગ બજે નસ તરંગ

આધ્ય ફરતા ફેર સહુ બેર બેર
જય જય કીટેર ભધ્ય શુભ પેર
દ્વીજન બુલાય મંડપ રચાય
શુભ યજ્ઞ થાય સુર સરવ ધ્યાય
બ્રહ્મકો રિઝાય લાડુ જીમાય
ખુબ કિની સાય નિજ ઘર પોંચાય
મંગલ કો ગાય કુસુમે બધાય
દિન પર દયાય કરો અંબે માય
શુભ ગાયો છંદ આનંદ કંદ
આશ્વિન માસ આંણી ઊલાસ
પીંગલ કે ભ્યાસ નહીં મુજ પાસ
કહે ચતુરદાસ બ્રધપુર વાસ

---

ગાયન ૯૧

છંદ પરધરી.

દુહા.

નવરાત્રો આનંદથી, કીધિ છે શુભ પેર;
આધ્યજી સહુની ઉપરે, કરજો લીલા લેહેર. ૧
દવાદસ ઉપર સમે છે, સંવત ચમોતેર;
ગાય શીખેને સાંભળે, માજી કરશે મહેર. ૨
પઠે જો પ્રાતસ કાળમાં, આણી અધિક ઉલાસ;
મન, વાંચ્છીત ફળ ભોગવે, પુરે અંબે આશ. ૩

ત્રીલોક તારણ તું ખરી, આઉજી અધમ ઉધાર;
જય અંબાની બોલજો ચતુરવાર હજાર. ૪
પરધરી સમાપ્ત.

---

ગાયન ૨૧

છંદ રૂપ મુકુંદ.

દુહા.

અંબે તારો આશરો, મેહેર કરો મંમાય;
વિશ્વ બધે વ્યાપી રહી, જગ જનનિ જુગરાય.
ક્રૂર મુખ જેવા દુષ્ટનાં, કિધાં કચ્ચર ઘાણ;
ચંડ મુંડને ચોળીયા, ચાંપે અજડ અજાણ.
પ્રાજય કિધાં પલકમાં, દેવ તણી સુણી દાદ;
દીન જાણી દયા કરી, સ્વીકારી ફરીયાદ.
સુર સુરેંદર સજ થઈ, વંદિત વારમવાર;
જય જય આનન ઉચરે જનનિ જુગદાધાર

છંદ રૂપ મુકુંદ.

તે જય જય ઉચ્ચારત પદ પખારત
કરત આરત ધ્યાન ધરી
ભગવતિ હે ભારત દુઃખ નિવારત
કાજ સુધારત સ્નેહ કરી
તન તાપ નિવારત ડુબતાં તારત
જગ ચરાચર જસ ઘણો
જગ કારણ તારણ પાપ પ્રજાલણ

ભાવણ અંબિકા મુખ ભણો જીયો ભાવણ. ટેક. ૧
એક અસુર અરડ મુંછકો મરડ દંતન કરડ નાહી ડરી
દીય હાકન હરક દેવત બરડ તડાનકડ દીય હરી
તમે ચંડીકા ચરડ મુખકો મરડ ગરજી ગરડ અરિહણો
જગ કારણ તારણ પાપ પ્રજાલણ ભાવણ અંબીકા
મુખ ભણો. ૨

---

છંદ રૂપ મુકંદ

ગાયન ૭૨.

હળ અસુર અટક પકડી પટક ખંજર ઝટક
ખંત ધરી
કર અસુર લટક ગીરિ કે નીકટ ફુટકે છટક
આય ફીરી
ધાય ચંડિકા ચટક વાહન વિકટ ત્રીશુલ ત્રટક
તેગ ઘણો જગ કારણ તારણ પાપ પ્રજાલણ
ભાવણ અંબીકા મુખ ભણો જીયો. ૩
કોપી કુષ્માંન્ડા વજર ડંડા પાપી કે પીંડા
થરથરી
ખળળળ બ્રહ્માંડા ચડી ચામુંડા રકતન ઝંડા ફેરફરી
તવ અસુર ભંડાઃ પ્રાન કોછંડા નવે ખંન્ડા સુરસુણો
જગ કારણ તારણ પાપ પ્રજાલણ ભાવણ અંબીકા
મુખ ભણો જીયો ૪
ચંડ મુંડન ચોળણ રણમાં રોળણ

ત્રિશુલ રોળણ તતપરી
દિન દુખ નિવારણ પ્રેમથી પાલણ
લાડ લડાવણ માત ખરી
ધરા ધીર ધરાવણ રોળણ શત્રુ
ભક્ત નીભાવણ ભાવી ગણો જગ કારન તારન ૫

---

ગાયન ૭૨.

છંદ રૂપ મુકુંદ.

દુંદભી કો બજાવત મનમાં ભાવત
શિર નમાવત ગરગરી
સુધા કો વરસાવત મંગલ ગાવત
ભાવિકો ભાવત અમીઝરી
અબીર ઊડાવત બ્રહ્મ જમાવત
બાડે ઊછંગ અતિ બમણો
જગ કારણ તારણ પાપ પ્રજાલણ
ભાવણ અંબિકા મુખ ભણો જીયો ભાવણ ૬

કવિત છપૈય.

ભક્તન ભાંગી ભીડ પીડ સહુની પરજાળી
દુર મુખ જેવા દુષ્ટપુષ્ટ દલ દીયે વીદારી
અકળિત નહી કળાય કોઈ કાળે તું દેવી
સુર નર મુનીયે આધ્ય અંબીકા આઈજી સેવી
વિશ્વ બધે વ્યાપી રહી સ્વર્ગ મૃત્યું પાતળમાં

દાસ ચતુર અંબા સમું કોઇ નહીં કળી કાળમાં
રૂપ સું કંદ સમાપ્ત.

---

ગાયન ૭૩.

નારાચ છંદ.

## દુહો.

અંબેનાંમ અમૃત નિધી પીધાથી પિંડ જાય
અર્થ ધર્મને કામનાં મન વાંછીત ફળ થાય
રટણ કરે દીન રાતશું પુરી પડસે હાંમ
આ ભવનાં સુખ ભોગવી પાંમે મણી પુરધાંમ
સુધ રદયથી સેવતાં ગુંણ ગિરજાના ગાય
પાદુકા નિત પુજતાં શાંભવી કરશે સહાય

છંદ નારાચ.

સદાય સહાય કીજીયે મોહે મહેશ નંદનં
ગિરી સુતાકે નંદ તોપેં વારી વારી વંદિયં ૧
ભવાનિ બાળ લીજીયે સુદીજીયે સુબોધનં
હુલાસ ખાસ આનકે બનાય છંદ મોદનં ૨
અપંગ કો ઉમંગ જ્યું ચઢું ગાઢે ગિરિબરં
અગાધ ગુંણ આપકે અમાપ ધરની ધરં ૩
અપાર ગુણ ઇશ્વરા ગણેશ તુજ ગુહિયં
નારાચ છંદ સુખ કંદ ગાઊ ગુન તોહિયં ૪

---

ગાયન ૭૩.

નારાચ છંદ.

સહાય થાઓ શારદા વીધી સુનાકે ચંદિયં
અમિત બાની દીજીયે મહેશ ભાલ ચંદીયં ૫
કલીમે કાલી કાલીકા પ્રતાપ પ્રૌઢ પેખીયં
અનેક ગુંણ ઊજવળાં કો કહનિજ દેખીયં ૬
ગબર જબર ગીરોવરાં વશ્યાં વિલોકી વાસીયં
અપાર ભર્ત ભુઅદ્રિકે દુખ દુર નાસિયં ૭
રસાલ ભુમ ભાસીયુ પ્રકાસીયં ભયંકરં
અનેક બાંસ ઊગંિય સુચારી ઝરના ઝરં ૮
અનેકની ઊપાધી આધી વ્યાધી દુર [illegible]ગીયં
ઠમંકે [illegible]ક ગાય [illegible]કે પ[illegible] ઠાઠ પેખીયં ૯
કુદ્રષ્ટ કોપરે કરે નહિ કદાપી કોહીયં
અનેક રીધી સિધી ત્યાંહી શુભ રીતી સોહાયં ૧૦
વિકટ વાહનં પરે સવારી સુખ કારીયં
અધિક જગ્ત ભગ્ત લોક વારી વારી વારીયં ૧૧
વિશાલલાલ ભાલ આડ બેનીજ્યું પનંગીયં
સુંદર મુખ સર્દ કે મયંક જ્યુથ જગીયં ૧૨

---

ગાયન ૭૩.

નારાચ છંદ.

ઝબુકે ઝાલ બિંદી ભાલ ગોરે ગાલ ત્રાજીયં
ચીબુક ફિર જ્યુંકુકીર બેસર બિરાજીયં ૧૩

સૂરજ કે સમાન શીશ ફુલ શુભ શોભીતં
જડીત્ર હીકથી અધિક ગજ મોતી ઓપીતં ૧૪
કપોત કંઠ કોકીલા સમાન શુભ સાજીયં
લીલમહાર હેમતાર ઝુલહાર રાજીયં ૧૫
અજાન ભુજ તેજ પુંજ તેખ શસ્ત્ર ધારીયં
ખપર ઢાલ ખડ્ગ શુલ તીખી તેગ ભારીયં ૧૬
કંકણ હસ્ત કનક વસ્ત કડા વેઢ વિટીયં
કમળ નેન કાજળાં સેંથે સિંદુર લીટીયું ૧૭
નેપુર પાય બીંછુવાય ઘોર થાય ઘુઘરં
સાડી અમુલ જરીફુલ લેકહાર લંગરં ૧૮
બજં તડાક બીરહાક બેશ ખુબ બજીયં
કદાપી દુષ્ટ કોઊ હોય તુર્ત હાંમ તજીયં ૧૯
નિશાંન ઘોર સેર ભોર મધ્ય સાંજ સુણીયં
એ દાંત ધુંન્ય બ્રહ્મ મુન્ય ગાય ગુણ ગુણીયં ૨૦

---

ગાયન ૭૩.

નારાચ છંદ.

ગબર ગોખ ગાજીતં ગિરિવરાં સુકંદરં
અંબીકા મધ્ય ઓપીતં ખટુકે ખાટ મંદિરં
ઝબુકે વિજ તેવું તેજ અંબા એજ આવિયં
ગિરિ સુશ્વેત તજ હેત ભકત ભાવ લાવિયં
આનંદ ઊર બાદેનુર લેશું ભુર ભેદીયં

અંબિકા આઈ સુખદાઈ વિનય વદે વેદીયં
મહેશ સેશ અજજ કોઊ જાને નાંહી ગતિયં
પંખંત કેમ પામ રાંકો મુંઢ થોરી મતિયં
વ્યાકર્ણ કેન જાણું દોપ અતિ હોંસ મોહીયં
કવિ વરાંકો કર જોડ માગું માફ ઓહીયં
અંબીકા ગુણ છે અગાધ ટાળે બાધ તેખીયં
દયાળ દિનં ભીંન ભીંન માતુ મીન મેખીયં
ઓગણીસે વર્ષ આણી હર્ષ પક્ષ સર્સ સોહીયં
છાતેર સાલ આણી વાહાલ મુજ મન મોહીયં
અધિક માસ ચતુરદાસ ઊર ઊલાસ અંગીયં
રાજાધિરાજ અંબે આજ દુખ દુર ભગીયં



ગાયન ૭૯.

નારાચ છંદ.

કવિત છપય.

કિયે દુઃખ સબદુર સુરેંદર શિશ નમાવે
ગાય ગુનન ગુલતાન આનકે અમી બરસાવે
જીયો જીયો જુગદંબ અંબે આરાસુર રાઈ
હરી હરને અજજ નિશદિન ગુનકો ગઈ
તું ત્રાતા ત્રિભુવન ધણી મતી રજજ મમ માવડી
દાસ ચતુર અંબે તણી પુજું પ્રેમે પાવડી



ગાયન ૭૪.

## છંદ ત્રીભંગી.

### દુહા.

બીરદાળી મા બેચરા જગ જાહુર હે જાય
મુંગલ ત્રાસ દેખાડિયો ભક્ષે કુર કુટ ત્યાંય
ઊદર ચિરી નીસર્યાં કીધો છે હકુકાર
માને મુંગલ વીનવે સચી તું શિરદાર
પ્રબળ પરચો પેખીને વંદિત વારંમવાર
બીરદાળો એક બોચરા જનનિ જુગદાધાર

---

છંદ ત્રીભંગી.

તે બોચર બિરદાળી રંગ કૃપાળી;
નયને ન્યાળી રઢીયાળી નાખ્યા દુઃખ ટાળી
પાવાવાળી મા મરમાળી મહાકાળી
કુકર્મો બાળી દાનવઢાળી લીયે છે તાળી
જુગરાય જે જે સુખ દાય અંબે આય
પાવન થાય ગુણ ગાઈ જીયો પાવન થાય ગુણ ગાઇ
નિજ પદ જલ જાતા, રંગે રાતા, મુનિ ચિત ચાતા, વિધાતા.
તું ત્રીભુવન ત્રાતા, શરણુ થાતા, ગુણ તુજ ગાતા, હે માતા.
સચરાચર ખ્યાતા, છે ભલી ભાતા, દે દિલ શાંન્તા, જુગજાઇ.
જે જે સુખદાઇ, અંબે આય, પાવન થાય, ગુણગાય.

---

ગાયન. ૭૪

છંદ ત્રિભંગી.

મહિસાસુર ભારિ, અતિ અહંકારી, નાંખ્યો મારી, અસુરારી
ધનુષ્ય કર ધારી, દૈત સંહારી, મામત વરી, જયકારી.
દેવન દુખટારી, કીધાં આભારી, કીરતિ તારિ, જુગમાંઇ.
જે જે સુખદાઇ, અંબેઆઈ, પાવન થાઇ, ગુણગાઇ.
તું ત્રિગુણી માયા, ત્રીભોવનરાયા, મહામુની ડાયા, ગુણગાયા.
સુમરે મંમાય, દિનભુજ સાયા, જગત રચાયા, જુગરાય.
દૈતોને ડરાયા, અકળીતમાયા ધિર ધરાયા, કરસાઈ
જે જે સુખદાઈ, અંબે આઈ, પાવન થાઇ, ગુણ ગાઇ.
ચતુર તુજ દાસા, રખલે પાસા, ઉર અભિલાશા, પદવાસા.
મનસુખા ખાસા, નહિ કો આશા, દુઃખ દૂર નાસા નહિ ત્રાસા.
બ્રહ્માંડ તમાસા, રચે ઉજાસા, મણિ દ્વિપવાસા, સુજમાઇ.
જે જે સુખદાઈ, અંબે આઈ, પાવન થાઇ, ગુણગાઇ.

છપ્પય.

મણિ દ્વીપ મન રંજ ગર્વ ગંજન સુખરાસી
ઝગમગ ઝગકે નંગ દીપક સ્વયં આભાસી
ત્રણે દેવ મળી ત્યાંય સેવ શકિતની કરતા
મહા મુનિવર ધ્યાંન અહોનિશ આઈનું ધરતા
માજી મણિ દ્વીપ માલના શું મુખથી હું કહું કથી
દાસ ચતુર મણિ દ્વીપ સમ ધાંમ એવું એકે નથી



ગાયન ૭૫.

છંદ ત્રોટક.

દુહો.

આરાસુર અમૃત નિધી, વસ્યાં વિલોકી માત
રાવટીયો દેવો કરી, ડુંગરની ભલી ભાત ૧
ક્રોડ તેત્રીસ ત્યાં વસ્યાં, એવું રમણીક ધાંમ
આઠે પોહોર આનંદથી, લે સહુ અંબે નાંમ ૨
જય અંબે મુખ ઓચરે, સરવે નરને નાર
અદભુત લિલા અવનવી, ઊઠ્ઠા ઊઠ્ઠા જયકાર ૩
મનવાંચ્છિત ફળ માવડી, આપે આણિ વહાલ
સેવક સનિધ્ય દેખતાં, નેહે કરતી ન્યાલ ૪

---

છંદ ત્રોટક.

ઉપમા આરાસુરકી ક્યા બરનું
ઠેર ઠેર બહે સરિતા ઝરનું ૧
ક્રોટી તેત્રીસ દેવન આય વહાં
અતિ આનંદ ઉરમે છાય જહાં ૨
ગીરી શૃંગ પરે ખીલે બહુ તરૂ
ધુધવાટ કરે મહી વાય વરૂ ૩
બહુ સુરભી શીખરપે ચરતી
ઠેર ઠેર હી ઠીકઠામે ફરતી ૪

---

છંદ ત્રોટક.

માંહિ બાવળ બીલાંને બોરડીયો
આસો પલ્લવ આંબળિ એરડીયો ૫
કુસ કાંગસ કોઠીને કેરડીયો
ગરમાળા ગળો તણી વેલડીયો ૬
કેળ કદંબ કેવડા કરેણીયો
તાડી ટિંબરૂ રાંણ રીસામણિયો ૭
લીલા લિમડા લીંબીયો લેંકે લળી
ભાર અઠાર ઓષધી વેગ મળી ૮
જાંમફળી જાંબુડીને જાળું ઘણી
જોતાં જોતાંમાં વદ્ધી થાયે બમણી ૯
આંબા આંબલી ચણોઠી ચીમેડીયો
ખુબ ખાખરા ખજુરી ખીજડીયો ૧૦
વડ ગંભીર જટા ઝુકાઇ ખડે
વાંસ વિસાળ ભુમકે બોહોત બડે ૧૧
ઝાઝા ઝાડને પાડનો પાર નહીં
ઠેર ઠેર કુંવારિકા નીર તહીં ૧૨

---

છંદ ત્રોટક.

ગુંણ ગંભીર ગબર જબરના
બિના માલુમ રાહ કી ખબરના ૧૩
એ વન દેખીયે ઇંદ્ર તણો
તેથી કદમાં પેખતાં સત ઘણો ૧૪

દેખી ચતુર ચીતમાં ચાહ વધી
મમ ભાંગીછે ભ્રમના આજ બધી ૧૫
એકા એકીકાં દેખતાં વિર ડગે
દુષ્ટ દેખીત દુરસે હિર્ષ ભગે ૧૬
પાહાડ આરસનો ચૌદ ભુવનમાં
દેખી દેખી વિમાસે વીધી મનમાં ૧૭
માહિ રેતી રાજે છે સુવર્ણ તણી
ઝળકે છે અલૌકિક શોભા ઘણી ૧૮
ફરતા ફેરે ગબર રાહુ રચે
માંહિ શીલા પથરની ખીણ વચે ૧૯
ભાગ્યવાંન કો દર્શન થાય વહાં
આવાહન અંબીકાનું કીય તહાં ૨૦
કોટેશ્વર કોટીક દુઃખ હરે
સરિતા માંહિ નીર અખુટ ભરે ૨૧

---

છંદ ત્રોટક.

કુંડ ચોખુણ રચેલ ચીત ધરી ૨૨
ગૌ મુખીથી નીર અખુટ ઝરી
સ્નાન સર્વજનો કરે હર્ષ ધરી ૨૩
ભવસિંધુ તે તો જાય સહેજે તરી
ગુફા માંહિ દેદાર કરે સજ્જનો ૨૪
પય પાંન કરે ચરનાં ભ્રતનો
દેરાં દિવ્ય વીમળ વિસાળ ઘણાં ૨૫

છંદ ત્રોટક.

ગહુનાં છે ગતી સહુ ઊચરતા
ધુપ દિપ નૈવેદ આગે ધરતાં  ૩૫
કલોહર વાચ્ય છે આ રસની
માંહી વારી અખુટ અમી રસની  ૩૬
ગાય ગીત મનોહર શબ્દ રતી
ધન્ય ધન્ય અંબાની ગહુંન ગતી  ૩૭
હિંચ લીચે હલકથી ચાચરમાં
નહી આપી શકું તેહની ઊપમા  ૩૮
લૈયો લખતાં પારજ પામે નહીં
નવનિધી સિધિ અષ્ટ આઇ તહિ  ૩૯
આરાસુર અલોકીક રમ્ય અતી
વરણું શું અમારી છે અલ્પમતી  ૪૦
સવંત્છંર દવા દશ સસે ભણો
સતોતેર સાલેઊછંગ ઘણો  ૪૧
કારતીક સુદી ધ્વીતીયા દરસે
રચે છંદ ત્રોટક અતી હરસે  ૪૨
દાસચતુર ચંડીકા ચીત ધરો
આઇ સેવકના શુભ કાજ સરો  ૪૩

---

છંદ ત્રોટક

છપ્પો.

હરો વિઘ્ન હરનીશ, ઈશ્વરી અંબે આઇ

સંકટ સમયે માત અહોનિશ કરતું સાહાઇ ૧
ગુણ ગિરજા તુજ ગુહ્ય જાણું શું મુંઢ મતિના
આપવી નાનું એક બુધિ બળ થાય રતિના ૨
સમર્થે સાહાજ કીજીયે દિજે બુદ્ધિ દો ઘણી
ચતુર શીર સરદાર ઇક આરાસુરી અંબે ધણી ૩

---

ગાયન ૭૬.

કવિત.

બંન બ્યાન બરનુંમે નિરખાહે ઝરનુંમે
આઈ જીકે સરનુંમે દોરી સબ આતહે ૧
કે સુવાસુ ખીલખીલ સઘન ઘટા મીલમીલ
બીહંગ બાની કીલકીલ શબ્દ સુ સુનાતહે ૨
બનચર કરે કીલોલ ધર્નિમે બખોલ ખોલ
સહચર કિ ટોલટોલ અંબે ગુન ગાતહે ૩
બાંસન કે સુસવાટ વારી થલ ઘાટઘાટ
કિસી કો નાંહી ઊચાટ સબે દીલ સાંન્તહે ૪
જય જયકી લગી ટેર સબકું હે લેરલેર
કીસીસે ન વેર ઝેર બોહાત સુખ પાતહે ૫
ચડિ દેખી ચતુર હર્ષ ઉભરાય ઉર
દેખી નોતમ તુર દુ:ખ દુર જાતહે ૬

---

ગાયન ૭૭

રેખતા.

બંદા અંબેકો યાદ કરો ઉરમેં
ખાલી કયોં જીંદગાનીકો ખોવતાહે
વિચાર મુરખ હે મુંઢ મતી
દિકા સમયે મુખ કયોં ધોવતાહે. ટેક.
જુઠ બાત બડાઇકી, બોલ સદા
ચંડી સાથ ન ચીત પરોવતાહે
દાસ ચતુર ચેત હવે હિંરદ
બીજ ક્ષાર ભુમી કયોં બોવતાહે. ૧
બાલ પનકો ખેલમેં ખોય દીયા
રમત ગમતસે રાજતાહે
અવસર અમુલખ જાય અબે
શીર કાલ નગારા ગાજતાહે
જાહર જુલમ જુવાનન કે
નાંહિ મદ કિસીકો છાજતાહે
ચતુર કહે ચેત ચેત બંદા
બેર બેર નાંહિ કયું લાજતાહે. ૨

---

રેખતા.

વય પ્રથમે વાંકસના ખુંબ વધી
ડગ ડગહી ડાકલી ડાલતાહે
કાલ આઇકે પકરે કોટ તેરી

કયુ મુખ અબે નાંહિ બોલતાહે
ખોઇ ઉમર ચુગલી ચોરટામે
રાખનમે દેહકો રોલતાહે
ચતુર આતુરસે ચેત બંદા
ખાલીપત તેરી કયોં ખોવતાહે 3

દંભ દેઇ કે લોક ડરાવતાહે
જીમી રાય બને બડે ગામહીકે
ગીરીનંદનિ નામકો નાંહી રટે
ચીત ચાહ ધરા ધન ધામહીકે
જુઠ જુઠમે જીંદગી ખોય બેઠા
દિન દીય દિલાસા દામહીકે
ચતુર ચેતન તું ચેત અબે
દીલ રાખ ભરૂસા નામહીકે ૪



રેખતા.

તિખી તેગ જસી દ્રગ હોય તેરી
જાન માલતું અપનાં જાનતાહે
તેરે ડાપણકે માંહી દાહ લગે
શીખ નાંહિ સંતનકી માનતાહે
બકવાદ બડાઇકો ભુલ ભાઇ
ઊર કયોં ઉલાસકો આનતાહે
ચતુર આતુરસે આઇ ભજો ૫

ક્યોં ભાર ગધા સમ તાનતાહે ૬

બડાઈ બુરાઇ મેં જાનતાહે
નહી માનતા બેદ પુરાનનકો
ખોઈ જીંદગી ચુગલી ચાડિયુંમે
મરકટ મહેલહે રાનનકો
દયા દિન પરે કછુ દાખ નહી
સુભ બાત સુનત ન કાનનકો
ચતુર કહે સુન સઠ અબે
મુઠી ધુલ પરી તેરે આનનકો ૭

રેખતા.

મોજ શોખમેં તું મશહુર ભયે
વિશયા વિલાસ કે હોય રાગી
કુરાન પુરાનકો ખોજ પ્યારે
ખોય નેનન નિંદસે નિરભાગી
ફેરા લખ ચોરાસી ફિર આયે
બેર બેર ક્યોં મુખસે લેન માગી
દાસ ચતુર કાલ ઝપટ કરે
દેખદેખ દ્રગનસે જોય જાગી ૮

પછતાય ફિરી ફિરી પામરાંતું
મનુશા જનમ ક્યો પાવતા હે

નાંહિ નામ અંબે એહિ આનનમે
મીષ્ટાન સુખે કયોં ભાવતાહે
અંબે યાદ કરી કરી ઉરમાંહી
સંગ સાથ કયોં નાંહી સીધાવતાહે
દાસ ચતુર ચંડિકો દુર દેખી
બેરબેર હી સીર નમાવતાહે

---

ગાયન ૯૮

સવૈયો.

અંબે વિલંબ કરો જબહિ તબે કોન હેવાલ હોવેગે હમારો
સંકટ સનિધ્ય વેગે કરી કરી, દિનહુકે દુઃખ દુર નિવારો
દાનવ મારી દેવન ઊગારિકે, દિય સુરેંદ્રકો સુખકો આરો
હે જનની જગ કારન તારન, સાંમ્ભવિ નાંમતું સર્જન હારો ૧

પતાઇકો પરસન ભઇ તબે, માગ્ય માગ્ય મુખ હીસે પુકારે
પામર રાયકી પુત્ર ફીરી તબ, દુષ્ટ ઊચાર કીયે દુરાચારે
કોપિકે કાલીકા કષ્ટ દિયો જબે, પાપીકો પટકી છીનમેં મારો
હે જનની જગકારન તારન, સાંમ્ભવિ નામ તું સર્જનહારો ૨

કંસહિ પટકી ઝટકી બીજડોં, છટકી છીંન ગયે નભ માંહી
મુખ પુકારે મુરખહે મુંઢ, બેરી તુજ ગોકુલ ગામડી જ્યાંહી
સુચના સબે દિયો જબ શઠકું, મુંઢહિ ગુઢ વિચારી વિચારો
હે જનની જગકારન તારણ, સાંમ્ભવિ નાંમ તું સર્જનહારો ૩

---

સવૈયા.

જેનાં સહીંદરીકો, દેખી રૂપકા કુંપમે ભાન ભુલાઇ
સમજ નાંહી પરી, તબે કીચક કુર ભરે મનમાંઇ
દાટ દીયો જબ દુષ્ટકોં, સબી કહે મુખસે હમ મારો
નિ જગકારણ તારણ, સાંમ્ભવિ નાંમ તું સર્જનહારો ૪

ચંડિકા પેખ લે પ્રેમસેં, નેમશેં નેહ ધરિ મનમાંહી
હે સ્વાસલે શ્રીજીકો સાધીકે, સાંમ્ભવિ સેહજમે કરેગે
સહાઇ
બાજીહે આ જગકી તુમ, દેવ કુદેવહી આપકી ટારો
નની જગકારણ તારન સાંમ્ભવિ નાંમ તું સર્જનહારો

ગાયન ૭૯.

સવૈયો.

રૂપ ગુંન બીનાં અન્ન લુન બીનાં
અસ્ત પુંજ બીનાં જીમી લાગત ફીકે
તન ખુંન બીનાં યોગી ધુંન બીનાં
સુની સુન્ય બીનાં નાંહી લાગત નીકે
સાધ સત્ય બીના ત્રીય પત્ન બીના
સાજ ગત્ય બીનાં ભલે બાજે અધીકે
અંબે નાંમ બીનાં સુખ ધાંમ બીનાં
દાસ ચતુર કાંઈ કમાયો ન જીકે

ગાયન ૮૦.

છંદ મોતીદામ.

દુહા.

વાંણી દે મા સારદા, અકળ કળાતું આપ;
નીગમ નેતી નેતિ કહે, ગુણ છે આપ અમાપ. ૧
વિમળ વણીક અભણ અતી, ચરાવતો સહુ ગાય;
સુરભીમાની ચારતાં, મેહેર કરી મંમાય. ૨
ગબ્બર ગોખે રાજતી, માજી મંગળ રૂપ;
ખાટ ખટુકે હિંચતી, ભુપન કેરી ભુપ. ૩
પોંગ્યો વીમળ પ્રેમથી, આપો આદ્યજી પ્રત્ત;
ત્રીપુરા તર્તજ ત્રુઠીયાં, વીમળ ઊપર તર્ત ૪

——:૦:——

છંદ મોતીદામ.

ત્રુઠયા ત્રીપુરેશ્વરિ તર્તજ ત્યાંય
આપ્યા જવ હેમનાં કરી દયાય
પ્રસંન થયાં પરમેશ્વરિ પોતે, આપી નવનિધી જળહળ જોત્યે
આપ્યું છે અનોપમ ઊતમરાજ, સુધાર્યાં છે સર્વ તેના શુ-
ભ. કાજ
આપ્યું તેજ પુંજ અનોપમ નારી, ઝુકી રહ્યા માતંગ
વિમળ દવારી

## છંદ મોતીદામ.

ટાળયું દુ:ખ દારિદ્ર આપ્યું છે સુખ, અનોપમ ઓપીત
વીમળ મુખ
ચહુ દિશ વરતાવી વીમળ આંણ, બંદીજન જસ બોલે
નીરવાણ
નાટારંગ વારાંગના કરે નૃત્ય, રાજે શણગાર ભલા ભત્ય ભત્ય
ખટુકે છે સુવ્રણ મંદીર બાર, ચંદ્રસમ શોભે વીમળ લેલાટ
જાણે જેમ ઉગ્યો ગગનમાં ભાણ, આઠ જીયે આપ્યું પદ
નીરવાણ
શમરથ સાહેબ સાહ્ય છે જેને, કરી કમી કયાંઇ નહી રહી તેને
તોરણ મોતીનાં અમુલખ રાજે ત્રંબાળું ગડડાટ ગંભીર વાજે
બેઠક આર બની બેઠી છે બાર, પુકારે હમેશા નકી છડીદાર
અરખી વિશાળ ઘણાં છે તુ બાર પોશાક જડિત્ર અનોપમસાર
વિશાળ વણિકને વાધ્યો ઉમંગ, ચણાવીએ દેરા અતિ ઉછરંગ
અગણીત દેરામાં ખરચ્યું દ્રવ્ય કરી શકે નહી કોઇ વરણવ્ય
આરસનાં દેરાં અનોપમ રાજે, મોટાં મોટાં કારીગરો જોઇ
લાજે
વીશાળ છે એક પથરનાં સ્થંભ, વેલ કુલ બુટાંના કર્યો
આરંભ
જાણે વિશ્વકર્મા રચ્યાં દેરાં દિવ્ય, જેણે જોઇ કીધો હશે
અનુભવ્ય



## છંદ મોતીદામ.

આરસ વિના નહી એક પાશાણ, સોભે જેમ ઉગ્યો ગગનમાં ભાણ
એક સમે પુછ્યું અંબીકાજી માય, વીમળ તમોને કોની છે સહાય
મતિ ફરી વિમળની તેજ વેળા, ગુરૂજી પ્રતાપે થયા ધ્રત કેળાં
ફરી ફરી પુછે અંબીકાજી આઈ, વીમળ તમોને કોની છે સહાઈ
બીજી વાર વિમળ વદે છે વાંણ, ગુરૂના પ્રતાપ થયા નીરવાણ
કોપ્યાં આઇ તેજ વેળા તતકાળ, ઉઠી નેત્રમાંથી જવાળા વીકરાળ
બળે બહુ પથર દેરા વીશાળ, ઓલાય નહી તદપી જરી ઝાળ
વિમળ બન્યો ત્યાં અતિ મતિમંદ, ઉડી ગયો સર્વ તે તણો આનંદ
ઘોડાઓ કરે છે અતિ ઘમસાંણ, ભાગ્યા સહુ સેવક લઈને પ્રાણ
દેખી નીજ દ્રષ્ટે પથ્થરમાં લાય, ત્યારે તેને સુજ્યું કોપ્યા જુગરાય
આરાસુર રાણી રાખો હવે લાજ, જશે મુજ નામ બગડશે કાજ
ત્યારે માયે તર્ત અમી દ્રષ્ટી કીધી, દેરા પાંચની આબાદી રાખી લીધી
સીખે સુણે ગાય આઇ તણો છંદ, અંબા તેને આપે અધિક આનંદ

ચતુર કહે જેને ચંડિકા સહાય, તેને નવનિધી સર્વે સુખ થાય

## દુહા.

સુખ આપે મા સર્વદા, મટે કલેશ કંકાસ;
સુધ રહૃદયથી સેવતાં, અંબા પુરે આસ.
મંગળકારી માવડી, આઇજી અત્રમ ઉધ્ધાર;
વીધ વીધે વંદન કરે, ચતુર વાર હજાર.

ચાલહીચ: ગરબો નવરાત્રીમાં ગાવાનો.
લાજ લીધી જરૂર લાજ લીધી એ રાગ.

ખરી અંબે દયાળી માત અંબે
સહાય કરોને માત જુગતંબે દયાળી માત અંબે, ખરી ૧
માજી મહીશા તે સુર દૈત મારી
લીધા અમર સહુ ઊગારી દયાળી માત અંબે, ખરી ૨
અંમેચંદ વણીક વેપારી તેનું ઝાંઝ લીધું છે તારી
દયાળી માત અંબે, ખરી ૩
વણીક વીમળને કરૂણા કીધી
રંક જાણી આપી નવનીધી દયાળી માત અંબે, ખરી ૪
એવા ભક્તોના કૈક કાંમ કીધાં
દૈત મારી રૂધીર પાંન પીધાં દયાળી માત અંબે, ખરી ૫
દાસ ચતુર ચીતમાં રાજી
માજી રહ્યા છો વિશ્વમાં ગાજી દયાળી માત અંબે, ખરી ૬

ગાયન ૮૯.

અખેચંદનો ગરબો પાટણ વાડ પરગણું રે એ રાગ.

સ્વેતા ગીરીથી રીઝાવીયાંરે
કાંઈ કીધા આશાપુરવાસ આઈ અંબીકા સ્વેતા ગીરીથી
એ ટેક.

વીસા શ્રીમાળી વાણીયોરે
તેને વાહાણ તણો વેપાર આઈ અંબીકા
ગયો સમુદર પાર આઈ અંબીકા સ્વેતાગીરી ૧

વહાણ ભર્યાં વીધ વીધ શું રે
કર્યું દેશ તરફ પરીયાણ આઈ અંબીકા
દ્રવ્યથી ભરીયાં વહાણ આઈ અંબીકા સ્વેતા ૨

વા વંટોળ નભ વિજળીરે
કાંઇ ગરજે છે ઘન આકાશ આઈ અંબીકા
નથી બચ્યાની આશ આઈ અંબીકા સ્વેતા ૩

મહાસાગર મોજા ઉછળીરે
નાવ ઊંચુ થઈ પછડાય આઈ અંબીકા
થરરર કંપે કાય આઈ અંબીકા સ્વેતા ૪

આઈ આ વખતે ઊગારીયેરે
હવે નથી બચ્યાની આશ આઈ અંબીકા
કરો વિઘન સાહુ નાશ આઈ અંબીકા સ્વેતા ૫



## અખેચંદનો ગરબો.

ગાયન ૮૨

મુની મારકંડ અલ્પ આ.યુષ્યવાારે
તેને છોડાવી જમની ફાંસ આઈ અંબીકા
દિન ગણી નીજ દાસ આઈ અંબીકા સ્વેતા ૬
અમર કર્યો તેને આ.ઇજીરે
તેને ચડી તારો પરતાપ આઈ અંબીકા
પધાર્યા આ.પોઆપઆઈ અંબીકા સ્વેતા ૭
એવો અસુર એક ઊપન્યોરે
તેનું ભંડા તે સુર છે નાંમ આઈ અંબીકા
છોડાવ્યા સુરનાં ધાંમ આઇ અંબીકા સ્વેતા ૮
ક્ષણમાં હણ્યો તેને આઈજીરે
સુણી દેવતણી ઉર દાદ આઇ અંબીકા
સ્વીકારી છે ફરીયાદ આઇ અબીકા સ્વેતા ૯
માજી મહીશાસુરને મારીયોરે
આપ પ્રાક્રમનો નહીં પાર આઈ અંબીકા
ભોમી ઉતાર્યો ભાર આઇ અંબીકા સ્વેતા ૧૦
વારે વલભનિ આવીયાંરે
નાત જમાડી રાખી લાજ આઇ અંબીકા
સુધાર્યાં સરવે કાજ આઇ અંબીકા સ્વેતા ૧૧

---

ગાયન ૮૨.

## અખે ચંદનો ગરબો.

વારે વારે આઇ વિનવું રે

આઇ આપ ગરીબનવાજ આઈ અંબીકા
તારો બુડંતા ઝાંજ આઇ અંબીકા સ્વેતા. ૧૨
વણિકની વીનતી સાંભળીરે
આઇ થયા છે સિંહારૂઢ આઇ અંબીકા
ગહન ગતી છે ગુઢ આઈ અંબીકા સ્વેતા. ૧૩
વેગે આવ્યા વિશ્વેશ્વરીરે
તાર્યું બુડંતા નાવ આઈ અંબીકા
જાંણી સેવકનો ભાવ આઇ અંબીકા સ્વેતા. ૧૪
અખેચંદ આનંદથીરે
કાંઈ આવ્યો પોતાને ધામ આઇ અંબીકા
પુરી અંબાયે હાંમઆઈ અંબીકા સ્વેતા. ૧૫
ગાય શીખે સુણે સાંભળેરે
તેની અંબામાપુને આસ આઈ અંબીકા
મટે કલેશ કંકાસ આઈ અંબીકા સ્વેતા. ૧૬
ચતુર ચીત રાજી થઇરે
કાંઈ ગાયો માજીનો રાસ આઈ અંબીકા
રાખો ચરણની પાસ આઈ અંબીકા
સ્વેતાગીરીથી સીધાવીયાંરે.

સંપુર્ણ ગરબો.

## નવરાત્રીમાં ગાવાના ગરબા.

ગાયન ૮૩.

સહાય કરો આરાસુર વાળી અંબીકા એ રાગ.

વે મેહેર કરો મુજ ઊપર માત મહેશ્વરી
ન તમારો જાણી મુજને દાસજો. હવે મેહેર ટેક.
વે જન્મ ધરીને જુગ જનનિ નવ જાણીયા
યી નહીં કાંઇ શુભ જનનો સત સંગજો
વે ઊમર આખી એળે ગઈ છે માહરી
રીયા છે કાંઈ નિત્યે નવલા રંગજો. હવે મેહેર ૧
વે પરનિંદા કરવામાં હું પરવિણ ઘણો
ભ કરીને કાંઈ કરતો કુડાં કર્મ જો
વે અકલહિણો આ અવનીમાં આવીને
ાણ્યો નહી કાંઇ માજી તમારો મર્મ જો. હવે મેહેર ૨
વે અધમ ઓધારણ આઇજી અરજી સાંભળો
ુગ રાઈ છો નોધારા આધાર જો
વે અખેચંદનિ સ્તુતિ સુણીને આવિયાં
કા તાર્યું માહાસાગર મોજાર જો. હવે મેહેર ૩
વે તું સરીતા તું સિંધુ તું દીનકર શશી
' જનની છે જગત તણું જીવંન જો
વે સુરપતિની સ્તુતી સરવે સાંભળી
ંડાસુરને પળમાં કીધો પતંન જો. હવે મેહેર ૪

ગાયન ૮૩.

## નવરાત્રીમાં ગાવાના ગરબા.

હવે મારકંડને કાળે ફાંસો નાંખીયો
સમર્યા છે કાંઈ જનની જુગદાધાર જો
હવે અમર કર્યા અલબેલી અંબે આઇજી
વરણવ કરતાં પામું નહી કાંઈ પારજો. હવે મેહેર ૫
હવે માહાસુંઢને શુદ્ધ માન આપ્યું તમે
કેવરાવ્યો કાંઇ કવિજન કાળી દાસજો
હવે ભોજ ભુપને ભારે મનમાં ભાવીયો
આઇજી પુરી સરવે તેની આસ જો. હવે મેહેર ૬
હવે વણિક વીમળને રાજ્ય અનોપમ આપીયું
પાંચ દેશની નિસાંની સાક્ષાતજો
આઇ ચૌદ બ્રહ્માંડે સચરાચર વ્યાપી રહ્યાં
ગહન ગતી છે આગમ નિગમ અખ્યાત જો હવે મેહેર ૭
તુજ ગુંણ ગંભીર છે પંડિત શું પરખી શકે
ગરીબનવાજ સુકાજ સુધારો સાઇજો
હવે ગુણ હિણાંના ગુણ ગણી માફી કરો
એ અલબેલી આરાસુરની રાઇ જો. હવે મેહેર ૮

---

ગાયનં ૮૩.

## નવરાત્રીમાં ગાવાના ગરબા.

હવે નમ્ર વિનયથી વાંણી વદીયે વેવલી
ભુલ ચુક સહુ માજી કરજો માફજો

હવે પિંગળ કેરા ગુણ દાશ જાણું નહીં
ગાઊ ગરબા દીલડું રાખી સાફ જો. હવે મેહેર ૯
હવે સંવત દ્વાદસ સસેજ ઊપર સમજીયે
અડસેંઢ સાલે આણી મન ઊલ્લાસજો
હવે આસો સુદની પ્રતિપદા શુભ ઊતમી
આઈજી પુરે સરવે જનની આસ જો. હવે મેહેર ૧૦
હવે બ્રધપુરના વાસી અતી આનંદથી
નવરાત્રીમાં અધીકો આનંદ થાયજો
હવે દાસચતુરની આઈજી સુણજો વીનતી
સેવક જન પર મેહેર કરો મંમાય જો. હવે મેહેર ૧૧

---

ગાયન ૮૪.

અંબાજી ગરબે ઘુમે છે.

આ રમ્ય રઢીયાળી રાતરે મા, બૌચર મૈયા બીરદાળી
નવરાત્રી જુગ વિખ્યાતરે મા બૌચર મૈયા બીરદાળી ૧
માને આનંદ ઊરમાં અપારરે મા બૌચર મૈયા બારદાળી
ગળે પેહેર્યાં પુષ્પોના હારરે મા, બૌચર મૈયા ૨
વિશ્વ કર્માને આગ્ના દીધરે મા, બૌચર મૈયા
કંચનનો ગરબો કીધરે મા બૌચર મૈયા ૩
મણી માણેક હીરલાની હારરે મા, બૌચર મૈયા
અતિ લટકે લીલમ અપારરે મા, બૌચર મૈયા ૪
વેલ બુટાની કોરણી કીધરે મા બૌચર
ઘણી ઊતમતા વિધ વિધરે મા બૌચર ૫

હેડે હર્ષ ધરીને ત્યાંહરે મા બૌચર મૈયા
ઘી ના જોત્ય કરી છે માંહરે મા બૌચર મૈયા ૬
ચાચર રમવા આઇ ચાલ્યારે મા બૌચર મૈયા
સહુ મગ્ન થઇને માલ્યારે મા બૌચર મૈયા ૭
દાસ ચતુર હર્ષ અપારીરે મા બૌચર
જાણે ગરબા પર બલીહારીરે મા બૌચર ૮

---

ગાયન ૮૫.

તાળહીચ.

આશા ભર્યાં અમે આવીયાં મારે વાલે રમાડયાં રાસરે,
આવેલ આશા ભર્યા. એ રાગ.

વારે વારે મૈયા વિનવું તમે પધારો આપો આપરે,
અંબીકા અલબેલી. ૧

કરીયે વિનતિ કરગરી, મારા ટાળો ત્રીવિધી તાપરે,
અંબીકા અલબેલી. ૨

નોધારાના આધાર છો તમે, સેવક સારણ કાજરે,
અંબીકા અલબેલી. ૩

વારે ધાઓ વિશ્વેશ્વરી, અહો મહારાજા ધિરાજરે,
અંબીકા અલબેલી. ૪

દુજો ન દીલમાં દાખીયે, મારે આપ તણો આધારરે,
અંબીકા અલબેલી. ૫

સેવક કાજ સુધારતાં હવે શીદ લગાડો વાર રે.
અંબીકા અલબેલી. ૬

સાચો સાહેબ સાંમ્ભવી, મારા ટ.ળો ત્રીવીધિ તાપરે,
અંબીકા અલબેલી. ૭
મેહેર કરો માહેશ્વરિ, તુજ વેદ પુરાણે છાપરે,
અંબીકા અલબેલા. ૮
સહુને વાહન પંખી પામરા, તુજ વાહન વિકટ સીંહરે,
અંબીકા અલબેલી. ૯
અમી દ્રષ્ટિ કરો આઇજી, મુજ રાંક ઉપર શીરિહરે,
અંબીકા અલબેલી. ૧૦
ત્રીભુવન તારણ તું ખરી, મુજ સુણજો સેહેજે સાદરે,
અંબીકા અલબેલી. ૧૧
ચતુર ચંડિ પધારીને, મારી સ્વીકારો ફરીયાદરે
અંબીકા અલબેલી. ૧૨

---

## નવરાત્રીમાં ગવાય તે ગવરબા.

ગાયન ૮૬.

તાલ હીચ.

અંબાજી ગરબે ઘુંમેછે. એ રાગ.

પક્ષ ઉતમ રાત અજવાળી રે મા, બૈચર મેયા બરદાળી.
આવ્યા રમવા માત મહાકાળીરે મા, બેચર ૧
સહુ સખીયો તેડીને સંગે, રે મા, બેચર
આવ્યા આરાસુરમાં ઉમંગે, રે મા, બેચર ૨
દિવ્ય દીપે દક્ષણી ચીર, રે મા, બૈચર
માથે ગરબો ધર્યો છે શીરરે મા, બૈચર ૩
ફુલ દામણી મોતીની દમકેરે, મા, બૈચર

પદ પંકજ નેપુર ઠમકેરે, મા, બૈચર ૪
ગળે પહેર્યાં હીરાના હારરે, મા, બૈચર
તેની શોભા તણો નહી પારરે, મા, બૈચર ૫
બાંહે બાજુ ચુડી ચીપ ચળકેરે, મા, બૈચર
નાકે નક વેસર સુભ લળકેરે, મા, બૈચર ૬
જાણે ઉગ્યો ગગનમાં ભાંણરે, મા, બૈચર
જય જય વદે મુખ વાણરે, મા, બૈચર ૭
માયે સજ્યા છે સોળ સણગારરે, મા, બૈચર
વરણવતાં પામું ન પારરે, મા, બૈચર ૮
કીધી કુમ કુમ આડ કપોળરે, મ', બૈચર
માયે મુખ ભરીયાં તંબોળરે, મા, બૈચર ૯
ચતુર ચર્ણનો દાસરે, મા, બૈચર
રાખો પદ પંકજની પાસરે, મા, બૈચર ૧૦

---

ગાયન ૮૭.

નવરાત્રીમાં ગાવાના ગરબા.

તાળ હીચ.

અંબાજી ગરબે ઘુમેછે. એ રાગ.

ચાચરમાં રચીયો રાસરે, મા, બહુચર મૈયા બરદાળી.
મન આણિ અતી ઉલ્લાસરે, મા, બહુચર ૧
નઉતમ નાટારંગ થાયરે, મા, બહુચર
અતિ ઉતમ ગરબા ગાયરે, મા, બહુચર ૨

વાગે મ્રદંગ મધુરો નાદરે, મા, બહુચર
સરવેનો સરખો સાદરે, મા, બહુચર
થાય ઘુઘર કેરો ઘોરરે, મા, બહુચર
શુભ સરણાઇનો સોરરે, મા, બહુચર
ગરજે છે નોબત ગેહેરીરે, મા, બહુચર
લેહેર કરે છે અંબા લહેરીરે, મા, બહુચર
વીર વાયે છે ડફને ડાકરે, મા, બહુચર
તહાં ભૈરવ મારે હાકરે, મા, બહુચર
બહુ અધિકો આનંદ થાયરે, મા, બહુચર
રમે આરાસુરની રાયરે, મા, બહુચર
હિંચલીયેને પાડે તાળીરે, મા, બહુચર
ફેર ફુદડીયે હદવાળીરે, મા, બહુચર
માત ગાયે મધુરાં ગીતરે, મા, બહુચર
અતિ ચોડી અનોપમ ચીતરે, મા, બહુચર
ચતુર ચીતમાં હુલાસીરે, મા, બહુચર
માત અવિકારી અવીનાસીરે, મા, બહુચર

---

ગાયન ૮૮.

નવરાત્રીમાં ગાવાના ગરબા.

તાલ હીચ.

અંબાજી ગરબે ઘુમેછે. એ રાગ.

જુગ્મ જોડિ થઇને સજજરે, મા બેચર મૈયા બરદાળી
જોવા આવ્યા હરીહર અજજરે, મા, બહુચર

વિમાને બેસી સહુ દેવરે, મા, બહુચર
પુષ્પ વૃષ્ટિ કરે તતખેવરે, મા, બહુચર
અહો જુગજનનિ જુગ ત્રાતારે, મા, બહુચર
આપ સૃષ્ટિના સુખ દાતારે, મા, બહુચર
એમ ઉચારે મુખથી વાણરે, મા, બહુચર
સહુ જોડીને જુગ પાણરે, મા, બહુચર
નિજ ભુલી અપચ્છરા ભાનરે, મા, બહુચર
સુણી સુદીર મધુરા ગાંનરે, મા, બહુચર
માનો અખંડ ગરબો ગાયરે, મા, બહુચર
તેનાં પાતિક દુર પળાયરે, મા, બહુચર
તલ્લાલિન થઇ દીયે તાળીરે, મા, બહુંચર
તેને પ્રસન થશે મહાકાળીરે, મા, બહુચર
મન આણી અતિ ઉલ્લાસરે, મા, બહુચર
કહે ચતુર દાસનો દાસરે, મા, બહુચર

---

## સ્ત્રીયો ગાઇ શકે તેવા ગરબા.

### ગાયન ૮૯.

### સોલંકીનો ગરબો.

### રાસડો.

નાંણું નાખે દાજીરાજ નહી મળેરે લોલ. એ રાગ.
સુતા સોલંકી તણી વીનવેરે લોલ
શક્તી કરોને મારી સ્હાયજોને
બીરદાળી બહુચર માવડીરે લોલ. બીરદાળી ૧

પત્ર લખીને પઠાવીયોરે લોલ
સોલંકી નગ્ર મોજાર જોને
મળવા પધારો મેહેર બાનજીરે લોલ
તેજ માલ થયા તૈયાર જોને. બીરદાળી ૨
પાટણ કેરા પુરપતિરે લોલ
મર્મ વચન બોલ્યાં ત્યાંઈ જોને
જમાઇને જુગતે કરીરે લોલ
અભીલાસ અહીં બેસી નાયજોને. બીરદાળી ૩
પલાણ કરીને પરવર્યારે લોલ
પાટણ પુર મોજાર જોને
ચાવડાને ચટપટ થઇરે લોલ
ધાયે ન જરીયે વાર જોને. બીરદાળી ૪
ચાંદીની કુંડીયું જળે ભરીરે લોલ
નવરાવો ચોળીને વાળજોને
સુંણી વચન વીધ વીધનાંરે લોલ
પડી પેટડીયામાં ફાળજોને. બીરદાળી. ૫

---

ગાયન ૮૯.

સોલંકીનો ગરબો.

અનુંચર આગળ સાનથીરે લોલ
ઘોડી મંગાવી છે ત્યાંય જોને
પલાણ કરીને પરવર્યારે લોલ
ઊઠી છે લાલ આકાશ જોને. બીરદાળી ૬

મારો મારો મુખથી વદેરે લોલ
વરતાયો હાં હાં કારજોને
ગઢ ઠેકી ઘડી એકમાંરે લોલ
લાગી ન જરીયે વાર જોને. બીરદાળી ૭
ઝુંટ સમશેર ગોળા ગણનારે લોલ
પાટણ પુર મોઝાર જોને
પકડો પોકાર એવો પાડતાંરે લોલ.
યુધ થયું તે ઠાર જોને. બીરદાળી ૮
ઘોડી ચાલી છે ઘણાં જોસથીરે લોલ
આવી વરખડીને પાસ જોને
પસીનાંથી પલળી ગયાંરે લોલ
દીલમાં ધણી ઉદાસ જોને. બીરદાળી ૯

---

ગાયન ૮૯.

સોલંકીનો ગરબો.

મનહર નીરખી તલાવડીરે લોલ
કુરકુર કુદિ પડી ત્યાંય જોને
પ્રગટ પારખું જોઇનેરે લોલ
ઘોડી લીધી કર સાહી જોને. બીરદાળી ૧૦
ઘોડી ફીટી ઘોડો થયોરે લોલ
પરગટ પરચો દેખાય જોને
વસ્ત્ર ઉતારીને પોતે પળયાંરે લોલ

મેહેર કરોને મંમાયા જોને. બીરદાળી ૧૧
નારી ફીટી નર નીપન્યો રે લોલ
આપ્યું માયે પુરશાતંન જોને
ચોસઠ કળાનો ભાનું ઊગીયોરે લોલ
આઇજી તુને ધન્ય ધન્ય જોને. બીરદાળી ૧૨
નીજ પુરમાંહી પધારીયારે લોલ
વરતાયો જય જયકાર જોને
માજીનું દેવળ ચણાંવીયુંરે લોલ
વરખડી પાસ નીરધાર જોને બીરદાળી ૧૩

ગાયા ૮૪.

સોલંકીના ગરબો.

પાંચસો તુરી લઇ પોચીયાંરે લોલ
પાટણ પુર મોજાર જોને
સુતા વોળાવો તમ તણીરે લોલ
રાયજી સમજ્યા સાર જોને. બીરદાળી ૧૪
માફ ગુનો મમ કીજીયેરે લોલ
મહારાજા ધીરાજ જોને
વીનય ભરી વાંણી વદેરે લોલ
ભુલ્યા અમે શીરતાજ જોને. બીરદાળી ૧૫
ગાય શીખેને સુણે સાંભળેરે લોલ
અંબે મા પુરે આશ જોને
ચતુર ચીત હુલાસથીરે લોલ
ગાયો માજી તણો રાસ જોને. બીરદાળી ૧૬

ગાયન ૯૦

મારો હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી એ રાગ.

ચાલ હીચની.

મારી અરજી અંતરમાં ઊતારરે:
સાંમ્ભવિ સુખદાઈ
કરૂં પ્રેમાલય પોકારરે શાંમ્ભવિ સુખદાઈ
મારી વેગેથી કરજો વારરે શાંમ્ભવિ સુખદાઇ
મારે આપતણો આધારરે શાંમ્ભવિ સુખદાઇ

સાખી.

ઝાંઝ વણીકનું તારતાં જરીયેન લાગીવાર
સુલ તતક્ષણ તોળીયું
માડી નોધારા આધારરે સાંમ્ભવિ સુખદાઇ
મારી અરજી. ૧

સાખી.

વહ્લભને વિતી બહુ, દાંમ મળે નહીં પાસ;
નાત જમડી જુગ્ત શું, તેની પુરી અંબાયે આશરે.
સાંમ્ભવિ સુખદાઈ મારી અરજી. ૨

સાખી.

ઘોડીનો ઘોડા થયો, નારીનો નર કીધ

ગી મા બૈચરી, પરચો દઇને થયાં પર સીધરે.
ાવિ સુખદાઇ મારી અરજી. ૩

---

ગાયન ૯૧.

સાખી.

માગે પાદશા, ને જડયાં લોહ નીરધાર;
ા સુખી જનની ખરી, તવા ફોડીને નીસર્યાં બારરે.
ાવિ સુખદાઇ મારી અરજી. ૪

સાખી.

ાર સાકારતું, તું જગ કારણ માત;
ચીણ સુનું સહુ, તે તો વેદ પુરાણે છાપરે
ાવિ સુખદાઈ મારી અરજી. ૫

સાખી.

ીં બાજી જુઠઆ સાચું આપનું નાંમ
તરૂ છાંયા તજી, મારે વૃક્ષ તણું શું કામરે.
ાવિ સુખદાઇ મારી અરજી. ૬

સાખી.

ઊનાર્યાં ભાવથી, પુરણ આંણી પ્રીત;
લાડાવ્યા લાલને, કહે ચતુર ચીત ખચીતરે.
ાવિ સુખદાઇ મારી અરજી અંતરમાં ઉતારરે
સાંભવિ સુખદાઇ. ૭

---

ગાયન ૯૨.

મુને નેડો લાગ્યો શ્રી નાથનોરે એ રાગ.

આરાસુરમાં આનંદની એલી થઇરે

આવીનવ રાત્રીની રાત, ગાય ગરબા સહુતાળી

દઇરે એ ટેક.

પાવે ગઢથીતે કાળીકાજી આવીયાં રે,

આવ્યા તુળજા ભવાની ત્યાંય, ગાય ગરબા સહુ

તાળી- દઇરે ૧

સાથે ધ્રુપતીને રતી રોહીણીરે,

સર્વ સખીયો થઇ સાવધાન. ગાય ગરબા ૨

જ્વાળા મુખીને હિંગળાજ આઇજીરે,

ચોસઠ બેની મળી છે ત્યાંય ગાય ગરબા ૩

વાગે વેંણાં દુંદભી દેવનાંરે

ત્યાં થઇ રહ્યો થૈ થૈ કાર. ગાય ગરબા ૪

પાય નેપુરમાં ઘુઘરા ઘમકતારે

સહુ હલકેથી લે છે હીંચ. ગાય ગરબા ૫

કહે ચતુર ચીત ખચીતથી રે

માને લળી લળી લાગું પાય. ગાય ગરબા ૬

---

ગાયન ૯૨.

બાલ હીંચ પ્યારાને પારણે સોનાના મોર એ રાગ.

આજે આનંદે આઇ કરે કીલોલ,

કરે કીલોલ સુખ ભરીયાં તં બોલ આજે ટેક

ચોસઠ બેની મળી ચાચર ખેલે
સજ્યાં શોભીતાં શ્રંગાર સોલ　　આજે　૧
લેંધો લંઘરનો પેર્યાં અનોપમ
સાડી જરીયાની ઝળકે અમોલ　　આજે　૨
ગરબા ગાયેને ફુદડી ફેરે છે
હિંચ હલકથી ઢમકે છે ઢોલ　　આજે　૩
સુમન વૃષ્ટિ સુર કરે છે
જય જય જય મુખ બોલે છે બોલ　　આજે ૪
દાસ ચતુર કહે ત્રણ ભુવનમાં
નહી આવે કોઇ અંબાને તોલ　　આજે　૫

---

ગાયન ૯૪.

તાળ હીચ.

પ્યારાને પારણે સોનાનાં બોર એ રાગ

ચાલો આરાસુર ચોંપે ચતુર
ચોંપે ચતુર નવું વાધે છે નુર　　ચાલો ટેક.
આ મંગળકારી માની મુરતને
વંદે વારીવારી સુરેંદ્ર સુર ચાલો　　૧
અડસેંઠ તિરથ આવ્યા છે અહીયાં
કરે દેવાંગનાં સુર મધુર ચાલો,　　૨
ભોમી અલૌકિક ભાસે ત્યાં ભારી
પ્રેમ ભક્તિતણાં ફુટે અંકુર ચાલો.　　૩

અંબા અલબેલી આઈજી તારો
પાસો છે પરગટ હાજરાહજુર ચાલો. ૪
દાસચતુર ચરણે તુજ આવ્યો
માનીલ્યોને માજી આપ મજુર ચાલો ૫

---

તાળ હીચ.

પ્યારાને પારણે સોનાના બોર એ રાગ

આજે આનંદ મારા ઊરમાં અપાર
ઊરમાં અપાર વંદુ વારંમવાર આજે ટેક.
આ નૌતમ નીરખી માજીની મુરતી
ઓપે અલૌકિક હીરલાની હાર આજે. ૧
આરા તે સુરમાં એલી આનંદની
ચોઘડીયાં ઠંમકે માને દરબાર આજે. ૨
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે
ગરબા ગાયે સહુ નર ને નાર આજે. ૩
ચાચર ચોકમાં નેહેથી નાચે
થઇ રહ્યો છે કાંઇ થૈ થૈ કાર આજે. ૪
દાસ ચતુર હરખી માત નીરખી
નિજ બાળકને તારો આધાર. આજે. ૫

---

ગાયનં ૯૬.

તાળ હીંચ.

દેખો સખી ઝાલરીયો કાળંદરીને કાંઠે ઉભો છે એ રાગ.

ફરે આનંદની એલી: મળી સહુ સાહેલીરે ટેક.

અંબા આનંદી ગરબે રમે છે
શિરપર ગરબો મેલી: મળી સહુ સાહેલીરે કરે. ૧
આ રાતે સુરમાં આનંદ અધિકો
સુખ સિંધુ રહ્યો રેલી મળી સહુસાહેલીરે કરે. ૨
હીચ લીયે છે અંબા હલકથી
નિજ મગનમાં ઘેલી મળી સહુસાહેલીરે કરે. ૩
ચતુર ચાહે તુજ ભક્તું તો
કરને બોચર બેલી મળી સહુસાહેલીરે કરે. ૪

---

ગાયન ૯૭.

તાળ હીચ.

ાસડા પુનમ ચાંદની ખીલી પુરી અહીરે એ રાગ.

આદ્ય આનંદ ધરીને વેગે આવજોરે
કરી વિકટ વાહન સુણી સાદ
દીલની દાદ સુફરીયાદને સ્વીકારજોરે ટેક.

સાખી.

નવરાત્રિ: આનંદથી રહીયે રાખી હામ
કુંભ ધરી સ્થાપન કરૂં શાસ્ત્ર વિધિથી તમામ.

અંતર અબીર ગુલાલ પુષ્પ પ્રેમથીરે
કરીયે:ધુપ દીપને ગાઇયે ગીત રસાલ
તેમાં આપ પધારી સેવક કાજ સુધારજોરે આ૦ ૧

સાખી.

સેવ કરૂં હું સર્વદા મન કૃમ વચને દેહ
જવના જવેરા વાવીયે અધીકો રાખીનેહ
આરાસુરથી પધારો આઈ અંબીકારે
મુંજ હૈડા માંહી હર્ષ ઊભરાય
નિજ દેદાર દઇને દાસ દુખ નિવારજોરે

---

ગાયન ૯૭.

સાખી.

હોમ હવન પ્રિતે કરી જપીયે નિશદિન જાપ
પુર્ણા હુતિ સમયમાં પધારો આપો આપ
સિંહ સ્વારી કરી આઇજી સીધાવીયાંરે
દીન દાસકેરા દળવા સર્વે દુઃખ
આપી સુખ ચતુર ચીતને હરસાવ જોરે
આઇ આનંદ ધરીને વેગે આવજોરે.

---

ગાયન ૯૮.

તાળ હીંચ.

આવ્યા છે ગોકુળ તારવા છબીલોલાલ આવ્યા છે ગો૦ એ રાગ
આવ્યા વિઘનને વારીસે શ્રીઅંબીકા આવ્યા વીઘનને૦-ચાલી૦

સિંધુ ભવાબ્ધી તારીલે શ્રી અંબીકા આવ્યા ટેક.
ઓથ અવરની નથી કોઈ મારે
સેવક કાજ સુધારીલે શ્રી અંબીકા આવ્યા. ૧
ભવ સિંધુમાં ભારે હું ભટકયો
તેમાંથી તારો થઈ તારી લે શ્રી અંબીકા આવ્યા ૨
આધી વ્યાધિ ઉપાધિ અનેકને
અંતર માંહી ઊતારી લે: શ્રી અંબીકા આવ્યા ૩
દાસ ચતુર નિજ દાસ ગણીને
સાંભવી અરજી સ્વીકારો લે: શ્રી અંબીકા આવ્યા. ૪

—:o:—

ગાયન ૯૯.

તાળ હીંચ રાસડો.

ચોસઠ દેવીની સંગ ખેલ ખેલે છે માત બીરદાળી
નવરાત્રિ કેરી રાત અતી અનોપમ દીસે અજવાળી ટેક.
આવ્યા અંબીકાજી માય સહુને હર્ષ ન શમાય
કુદડી ફરેન ગાય લીયે તાળી તાળી રંગતા...ળી ચો૦ ૧
માત સખીયોની સંગ અતી આણી ઊમંગ
મધુર બજાવે મૃદંગ, રમે બૌચરમાત બીરદાળી ચોસઠ. ૨
હીંચ લીયે છે હલકે ભુજ ચુડીયું ચળકે
નાકે વેસર લળકે મહાકાળી ભાળી પાવા વાળી ચોસઠ. ૩
મંન રાખીને ધીર લીધો ગરબાને શિર
પેહેર્યાં દક્ષિણીચીર વાય વેણા તહાં વનમાળી ચોસઠ. ૪

વાગે ભુંગળ ને ભેરી લેહેર કરે અંબા લેહેરી
દાસ ચતુર કેરી આધિ વ્યાધિને ઉપાધિ તેં ટાળી ચો

---

તાળ હીંચ.

નહી આપું હો નંદજીનાલાલરે મેડાં મારારે એ રા
મૈયા મેહેર કરો મુજ માયરે માત બીરદાળી રે
આપ ચુંવાળ કેરી રાયરે બહુચર બાળીરે
આવી નવરાત્રિની રાતરે માત બીરદાળીરે
માજી ખેલ ખેલે ભલીભાતરે બહુચર બાળીરે
આવ્યા ઊમંગે અબે માયરે માત બીરદાળીરે
સોને હર્ષ અતિ ઊભરાયરે બહુચર બાળીરે
આવ્યા તળજા ભવાની ત્યાંયરે માત બીરદાળીરે
સહુ સખીયો મળી ગીત ગાયરે બહુચર બાળીરે
પાવા ગઢથી મહાકાળી આવ્યાંરે માત બીરદાળ
માને હર્ખેંશું મોતીડે વધાવ્યાંરે બહુચર બાળી
દાસ ચતુર ચીતડું રાચ્યુંરે માત બીરદાળીરે
આઈ આગળ થૈ થૈ નાચ્યુંરે બહુચર બાળીરે

---

ગાયન ૧૦૧

## સાત વાર.

પડવેની પણ પ્રીત ગતી મતી ભુલીરે મારા હરી વીના
એક વાત સરવે સુનીરે એ રાગ.

આ આદીતે આનંદ તણી થઇ એલીરે
ગાઇ ગરબા માના આજ દુખડાં ઠેલીરે ગાઇ.
આ સોમે સંકલપનાં કરીયે કાંઈ ખોટોરે,
આ અંબે માની પાસ આવી લોટોરે કાંઈ અંબે
આ મંગળે મન ગમતા મેવા પામીરે
સેવેથી શક્તિ શર્ણ વેદનાં વામીરે. સેવેથી
આ બુધે બુધી શુભ આપે બીરદાળીરે
ગરજે મા ગબરગોખ મા મરમાળીરે. ગરજે
આ વાર ગુરૂયે ગુંણ દીણાં નવ થઈયેરે
આમાન સરોવર માંહી નેહે નૈયેરે. આ માન૦
વાર ભ્રગુયે ભવનાં સંકટ ફેડોરે
મા સેવકજન હરસાલ અહીયાં તેડોરે. મા સેવક
સનિશ્ચરે મા સૌને સુખડાં આપોરે
નિજ સેવકજનનાં સહેજ સંકટ કાપોરે નિજ સે૦
આ સાતવાર સાહુ સ્નેહ ધરીને ગાઈરે
અમી દ્રષ્ટિ કરજો આજ અંબે આઇરે અમી દ્રષ્ટિ
દાસ ચતુરને માત મતી શુભ આપોરે
તુજદાસ જ કેરો દાસ કરીને થાપોરે તુજદાસન

ગાયન ૧૦૨.

તાળ હીંચ.

આજ રસીયો ચાલ્યા છે રાસ મંડળે રમવા એ
આજ ગરબે રમે છે માત ગીરજા ગરવા
ગીરજા ગરવા દાસ દુખડાં હરવા આજ ગ

સાખી.

પાવા ગઢથી કાળીકા રૂડે થઈ રળીયાત
આરાસુરમાં આવીયાં બીરદે બેચરમાત
ચોંપે ચાચરમાંચંડી લાગ્યા ફરવા આજ

સાખી.

ચોસઠ બેની સહુમળી તાળી પાડે હાથ
અદભુત લીલા આદરી સખીયન કેરો સા[illegible]
બ્રહ્મા લાગ્યા છે વેદ ધ્વની કરવા આજ

સાખી.

ધમ ધમ વાગે ઘુઘરા સરણાઈનો સુર
મૃદંગ વાજે મીઠડું ઠમકે પગ નેપુર
વિધ વિધ વેણુ જેમ અમી ઝરવા આજ

સાખી.

આસો શુદી ઉતમી પુર્ણીમા પ્રખ્યાત
ખેલે આદ્યજી ખંતથી રૂડે થઈ રળીયાત
કોટી તે ત્રીશ તણાં કારજ સરવા આજ

સાખી.

અદ્દભુત લીલા જોઇને ગાંધર્વ ચુકયા ગાન
વિસ્મય થઇને વિઠલો દેતાં તાળી તાન
દેખી અસુર ઊર લાગ્યા ડરવા    આજ  ગરબે.

સાખી.

દસ દિગપાળો રાલીયા સ્થંભ્યાં વેતાંપુર
સુધા ધર શાંન્તિ થયો નઊતમ દેખીનુર
ચોંપે  ચતુર  ભવ  સિંધુ  તરવા
આજ ગરબે રમે છે માત ગીરજા ગરવા

ગાયન ૧૦૩.

તાળ હીંચ.

સાહેલડી સર્વ ચાલો એ રાગ રાસડો.

ભાવે ભવાનીને ભાવો સાહેલડી સર્વે આવો  ટેક.

કુમ કુમ અક્ષત અબીર અંતર
થાળ  મોતીડે  વધાવો    સાહેલડી    ૧
મંગળ  સુરતી  માતની  મનોહર
ભાવિક  થઇને  માને ભાવો   સાહેલડી.   ૨
સેવીયે શાંમ્ભવી  સુખની  દાયક,
લીયો  મનુષ્યતણો  લાવો    સાહેલડી.   ૩
ચતુર  ચંડી  વિના  સહુ  સુનું
ગુણ  ગિરિજાના  ગાઓ    સાહેલડી.   ૪

ગાયન ૧૦૪.

## રાગ ગરબી.

સૈયર સીદને વળાવો મુને સાસરે જો.—એ રાગ.

વારે ચડજોરે માત વાઘેશ્વરી જો
સાહાય કરજો બાળા ત્રિપુરેશ્વરી જો વારે ટેક.
માનું દેવળ શોભે છે રળીયામણું જો
શોભા તેની તે શી હું વરણવું જો
માજીને દુર થકી દેખી નમું જો. વારે ૧
માત સિંહ ઊપર ઘણા શોભીતા જો
અષ્ટ ભુજામાં આયુદ્ધ ઓપતાં જો
માજી દુષ્ટ ઊપર ઘણું કોપતાં જો. વારે ૨
જુગ્મ દીપક શોભે છે રળીયા મણા જો
વારી વારી સેવક લે છે વારણાં જો
માત વંઝાને બંધાવે દવાર પારણા જો. વારે ૩
આદ્ય સેવક તણાં સંકટ હરે જો
ક્ષણુ એકમાં અમીની દ્રષ્ટિ કરે જો
ભય હારી ભજે ભવ સિંધુ તરે જો. વારે ૪
માનો વર્ધમાન પુરમાં વાસ છે જો
માત વાઘેશ્વરી સાક્ષાત છે જો
ચતુરદાસ તારા દાસનો દાસ છે જો વારે ૫

ગાયન ૧૦૫.

તાળ દીપચંદી.

ગોર પુજે છે ગોપી એ રાગ.

ચાલો સખી સનખલ પુર જાઇ
જયાં વસે બડેચર બાઇરે સનખલ પુર જાઇ ટેક.
માન સરોવર મહા જળ ભરીયાં
નેહ ધરી ધરી નાઇરે સનખલ પુર જાઈ ચાલો. ૧
સુંદીર વસ્ત્ર પેરીને પ્રિતે
કુમકુમ આડ કરાઇરે સનખલ પુર જાઇ ચાલો. ૨
રક્ત ભોજન રક્ત પુષ્પ સમર્પિ
રીઝસે અંબીકા આઇરે સનખલ પુર જાઇ ચાલો. ૩
અહોનીસ અંબીકા નામ ઊચારી
ગુણ ગિરિજાના ગાઇરે સનખલ પુર જાઈ ચાલો. ૪
ચતુર ચંડીકા ચરપટ ચોંપે
બુડંતા ગ્રહશે બાંઇરે સનખલ પુર જાઈ ચાલો. ૫

---

ગાયન ૧૦૬.

સ્રીયોને.

માંગલીક સમયમાં ગવાય તેવા ગીતોનો રાગ.

ી કેરૂં સમરણ કરતાં સંકટ સરવે નાસેરે સંકટ
ને સંપતિ થાશે અવની ઊપરેરે ટેક.
ા તેહનાં ભળીયા દાવાનળ દુઃખો પરજળીયા દાવા૦
ાયાની મેહેરે સહુ કારજ સરેરે શાંભવી ૧

ભાવે ભકિત કીજે લાવો લાખેણો લઈ લીજે    લાવો
નારાયણીનાં નામે ભવ સિંધુ તરેરે શાંમ્ભવી.    ૨
સંસય કર નહીં શાણા ગાઇ લે માતુ નામનાં ગાણા
ગાઈ લે.
અંબે નાંમ ઊચરતાં સુખ અમી ઝરેરે    સાંમ્ભવી ૩
ચતુર ચંડી એવી કોઇથી નહીં કળાયે કેવી કોઇથી.
જુગ્તિ જોયા જેવી સેવી સુરીનરેરે શાંમ્વી કેરૂં    ૪

ગાયન ૧૦૭.

રાગ ઉપરનો

અંબે નાંમ અલૌકિક એવું સુમરે સજ્જન કોઇરે સમરે
આપદા અધિકી ટળે એ તણીરે    એ ટેક.
ભાવઠ ભાંગે ભવની આઇયે રચી છે આ અવનિ આઈયે
ત્રણ લોકની ત્રાત્રા ત્રિભોવન ધણીરે    અંબે નાંમ ૧
બેનો અંબે નાંમ ઊચારો પરગટ માજી કેરો પારો પરગટ
જીવન નિજ સુધારો સુખ અંબે ભણિરે    અંબે નાંમ ૨
મંગળકારી મુરતિ માતા લેખો લખનારી વિધાતા    લેખો
સુર કીધી સુખ સાતા અસુરો હણીરે    અંબે નાંમ ૩
વિષધરને મુરારી તારીઃ અકળગતી ઊરધારી તારી અકળગતી
મુને ભરૂસો ભારી હે પારશમણીરે    અંબે નાંમ ૪
શી ઊપમાં હું આપું લાગી મુજ હૃદયમાં છાપું લાગી મુજ
ચતુર સુખડું આપ્યું દિન વિશુગણીરે    અંબે નાંમ ૫

ગાયન ૧૦૮.

સાહાય લેજો અવીનાશીરે રૂક્ષમણી વીવાહનો રાગ

ન ગણપતિના ગુણ ગાઈરે

. શારદા આપની સહાઇરે

જા ગુણ તમારા ગાઇરે મેહેર કરજો શ્રી અંબીકા આઇરે

। મંગળકારી તમારીરે નાંમ લેતાં શાંન્તિ સુખકારીરે

ત્રિલોક તારણ ત્રાત્રારે લેખો લખનારી હે વિધાતારે.

કર્મમાં સમરે જે પેલાંરે સીધ કાંમ કરો વહેલાં વહેલાંરે

। રૂક્ષમણીયે ટેક ધારીરે વર પામ્યા છે દેવ મુરારીરે

શોદા પારે તુજ આવીરે લીધા માજી મોતીડે વધાવીરે.

જીનાં કેશ ઊતરાવીરે અમીદ્રષ્ટિ આપે વરસાવીરે

ધ્યાન ધર્યું તુજ. ધીરારે સેવ કીધી હનુમંત વીરારે

ઓળખ્યા અંબીકા આઇરે તેને સહેજે કીધી માજી સહાઇરે

ર સમરથ સાહેબ શક્તિરે તર્યાં કરીને આપની ભક્તિરે

. જાહેર જઠરાજનનીરે માજી માહીતગાર છે મનનીરે

ચતુરદાસ તમારોરે આપો સેવકને સુખ આરોરે

---

ગાયન ૧૦૯.

તક માસે કરૂંણાકારો મુજ માતરે મા અંબાજી એ રાગ

સાતવાર.

મા આદીતવારે આનંદ મારા ઊરમાંરે બોચરમા

સેવક આવી ઊભા આપ હજુરમાં બાળી બોચરમા

ગાય ગુણને પાડે હાથે તાળીરે બોચરમા

તુજ રંગ મંડપની શોભા નૌતમ ભાળી બાળીબૌચરમા.
આ સોમવારે સંકટ સઘળાં કાપોરે બૌચરમા.
નિજ સેવકને અવિચળ પદવી આપો બાળી બૌચરમા.
આપો પદવી પાતિક દુર પળાયરે બૌચરમા.
આઇ અકળકળાતું કોઇથી નહીં કળાય બાળી બૌચરમા.
આ મંગળવારે મનહર મુર્ત તમારીરે બૌચરમા
આ મુગટ અનોપમ નિરખી હું બલીહારી બાળી બૌચરમા.
હું બલીહારી વંદુ વારમવારરે. બૌચરમા.
તુને નમન કરે છે નેહેનરનેનાર બાળી બૌચરમા.
આ બુધવારે બુધી અલ્પ અમારીરે બૌચરમા.
આ આપી સુમતિ કુમતિ દીયો વિદારી બા. બૌચરમા.
કુમતિ વિદારી કર કરૂંણા જગ માતરે બૌચરમા.
માછો બીરદાળી કળીયુગમાં સાક્ષાત બા. બૌચરમા.

---

ગાયન ૧૧૦.

વાર ગુરૂયે ગાઇયે ગુણ તમારારે બૌચરમા.
આ આચરણ અવળાં અનેક છે જ અમારા બા. બૌચરમા.
આ અવગુણું સાંમુ નવ જોશો જગમાતરે બૌચરમા.
તુજ અમીદ્રષ્ટિથી દીલડું થાયે શાંન્ત બા. બૌચરમા.
વાર શુક્રે સુરનાં સંકટ કાપ્યાંરે બૌચરમા
આઇ ચૌદ બ્રહ્માંડે જગ સચરાચર વાપ્યાં બા. બૌચરમા.
વ્યાપી રહ્યાં તે જગત સરવે જાણેરે બૌચરમા.

આશ્રુતિ સ્મૃતિનિત્યે વેદ વખાંણે બાળી બેચરમા.
ાનિશ્ચરે મા સુંદિર શોભા નિરખીરે બેચરમા.
બા નરનારી સહુ વારણાં લે છે હરખી બા. બેચરમા.
હરખી નિરખી વંદે વાર હજારરે. બેચરમા.
બા દીન અબળાને આપ તણો આધાર બા. બેચરમા.
બા સાત વારમેં પુરણ પ્રેમે ગાયારે બેચરમા.
માનિજ ભક્તને સ્નેહેથી કર સાહ્યા બા. બેચરમા.
ર સાહ્યાથી ચતુર ચિતમાં રાજીરે બેચરમા.
બા વિશ્વંભરી મા વિશ્વ રહ્યા છે ગાજી બા. બેચરમા.



વજી મારા ઘર પછવાડે મોહન મોરલી બજાવેરે એ રાગ
ચાલઈ.ચ.

અનુભવી તમે અહીંયાં આવો
ગુણ ગિરિજાના ગાવોરે
નેહ ધરીને સહુ નર અને નારી
માજીને મોતીડે વધાવોરે અનુભવી ટેક.
કળીયુગમાં કલ્યાણીને શેવી
મન વાંચ્છિત ફળ પાવોરે અનુભવી.
રાત દીવસ આદ્ય રટણ કરીને
ફેરા ચોરાશીના ફાવોરે. અનુભવી; ૨.
અડશેઠ તિરથ આદ્યજીના શરણે
જ્ઞાન સરોવર નાવોરે. અનુભવી. ૩.

દાસ ચતુર કહે દ્રષ્ટ દયાળી
અમીવારી વરસાવોરે                    અનુભવી. ૪.

---

મહાવીર ભગવાનની માતુશ્રીના ચઉદ સ્વપનાંનો રાગ
આજે સ્વપનાંમાં મેં તો આદજીને દીઠાં
આદજીને દીઠાં કન્યકા રૂપે કાળીકારે                    ટેક.
શ્વેત સુંદરવા શીરપર શોભે
શિરપર શોભે બુદ્ધિનિધિ દેખી બાળીકારે આજ સ્વપ્નાંમાં
ચોળી ચરણીયો અનોપમ ઓપે
અનોપમ ઓપે પ્રોઢ પાપ પ્રજાળીકારે આજ સ્વપનાંમાં મેં તો
દાસ ચતુર ચીત ચકીત થયું છે
ચકીત થયું છે ઝાંખીને ઝાક ઝમાળીકારે આજ સ્વપનામાં મેં તો
મુખડું મનોહર ચંદ્ર સરીખું
ચંદ્ર સરીખું પ્રેમ તણી પર નાળીકારે આજ સ્વનામાં મેં તો

---

તાળ દાદરો.

રાગ પહાડી ગજલ.

સદા સંસારના સુખ દુઃખ સરખાં માની લઇયે એ રાગ.
ભજો ભલીભાત અંબે માતને બો મનવામેરા
સીખામણ માની લેતું આખર નાહી કોઊ તેરા   ભજો.
બાળપણું એળે ખોયું જુવાનીમાં કાંઇ ન જોયું
જરા હવે પોહોંચી જાણ તાણસો જંગલ ડેરા      ભજો.

સુકરીત કછુ ન કીનો પાપથી જરા ન બીનો
ખોયો ઊમદા નગીનો ફરીશ તું ચોરાશી ફેરા ભજો.
૨૮ આઠુજામ અંબા હવે કર નાંહી વિલંબા
સમજ નાંહા એ અચંબા દંમહે દરીયાંકી લેરા ભજો.
ચતુર કે જીતી બાજી હાર્યો તું હરામી પાજી
માટે ભજી લેને માજી કોઇક દીન પારએરા ભજો.

---

ગાયન ૧૧.

મોહની લગાડી રાજ બાવરી બનાંવીરાજ નાજુકડી મૃગલી
એ રાગ.

અંબે ગરીબંન નિવાજ રાખો મુજ લાજ આજ
કાજ સુ સુધારણી એ ટેક.
ધન્ય માતુ ધરણી, દીરઘ ઊદરણી
જલનિધિમાંથી તાર્યું જલદી વણીક ઝાંજ
અંબે ગરીબંનિવાજ ૧
લંકા પ્રજાળી રાવણો ઢાળી
પતાઇને પક્ષે કીધો તે સહુ તમારાં કાજ
અંબે ગરીબન નિવાજ ૨
સિંહ ચડી શાણી આરાસુર રાંણી
ચતુર ચરણાં કે, સેવક કીજે રાજા ધિરાજ
અંબે ગરીબનીવાજ

---

ગાયન ૧૧૩.

પીલે શરાપ મજેદાર મેરે યાર એ રાગ.

કરલે મૈયાકા દેદાર મેરે યાર કરલે મૈયાકા દેદાર
હરદંમ વાર હજાર મેરે યાર કરલે મૈયાકા દેદાર
ગબરકેરી જબર મૈયાં બોહોત અસુરકો કીયા સંહાર
કરલે મૈયાકા દેદાર કરલે.
બૌચરબાઇ હે સુખદાઇ મરદ કીયા હે ફીટીને નાર
કરલે મૈયાકા દેદાર કરલે.
મોહે ભરૂસા માત તુમ્હારા, દુનિયામે દેખા નહી કછુ સાર.
કરલે મૈયાકા દેદાર કરલે.
જલહલ જોત જાગતી ઝળકે બેઠીહે સીંહ ધરી સોલે સીંગાર
કરલે મૈયાકા દેદાર કરલે.
દૈતવીદારે સુરનકાજ સારે ચતુર ભુજામાં આયુધ ઝલકાર
કરલે મૈયાકા દેદાર કરલે.

ગાયન ૧૧૪.

નાથ કેસેં ગજકો બંધ છોડાયો—એ રાગ
કમાયો શું આ અવનીમાં આવી
તેં તો ઓળખ્યા ન ભારતિ ભાવી કમાયો શું
પરપંચ માંહી પોસાયો તું પ્રાણી.
કરી કરી કુટીલ કમાઇ
માતેલો થઇ અહીંયાં માલે
કેમ જશે ત્યાં ફાવી કમાયો શું આ અવનીમાં આવી
સંતતી સંપતી કર્મ પોતાનું

સમજી લ્યો મન માંહી
મુક્તિ બસે સુખનો ભુક્તા
શું કહીયે સમજાવી કમાયો શું આ અવનીમાં આવા
વેદ પુરાન કુરાન વદે છે સત્યથી મોટું ન કાંઈ
સીતા પતીયે સત્ય આધારે પાણીમાં પાગ્ય બંધાવી
કમાયો શું આ અવનીમાં આવી
ચેતી લેતો ચતુર જાણું નહી તો મુર્ખ કહાઇ
પછતાવો પાછળ શું કરવો
જન્મ મનુષ્ય વણસાવી કમાયો શું આ અવનીમાં આવી

---

ગાયન ૧૧૫.

નાથ કૈસે ગજકો બંધ છોડાયો એ રાગ
અંબે આઇ ગહન ગતી છે તારી
જરાયે મતી નહીં પોચે મારી અંબે ટેક.
ગિરિજા ગુણ ગાવાની આજે આશા ઉરમાં ધારી
શેશ સહસ્ર મુખેથી રટતાં
હીમત ગયાં છે હારી અંબે આઈ ૧.
અપંગ ઊરમાં ઇચ્છે એવું ચઢુ જઇ ગઢ ગીરનારી
તેવીજ રીતે મમ અભિલાષા
મુજને છે મંગળકારી અંબે આઈ ૨
મન મારૂં મા ભુલ્યું ભટકે
હુનર કરૂં હું હજારો

દાસ ચતુરને દરશન દેજો
સિંહે કરીને સ્વારી અંબે આઇ ગહન ગતિ છે તારી

---

ગાયન ૧૧૬.

નાથ કેસે ગજકો બંધ છોડાયો એ રાગ.

કીકીરૂપે ચક્ષુ ચંડીકા છાઇ
તેનો સાર સમજ તું ભાઇ — કીકીરૂપે ટેક.
મુખ ઊદર બાહુને ચરણાં: સરવેને સુખદાઇ
તે સર્વેમાં સર્વોતમ છે કિકીનયન નીમાંઇ
કિકીરૂપે ચક્ષુચંડીકા છાઇ ૧

તેવી રીતે જગ સચરાચર
જનની જુગની રાઇ
ત્રણ દેવ મળી સેવા કરતાં
ધન્ય વિધાતા માઈ — કિકીરૂપે ૨
ચક્ષુ અંદર ચૈતન્ય શક્તિ
કીકી આંમ કહાઇ
તેથી સર્વ જગતને ભાળે
એજ આરાસુર રાઇ — કિકીરૂપે ૩
સારજ સમજો સજન શાણા
અમુલખ અવસર જાઇ
ચતુર ચક્ષુ મહી જે શક્તિ
ગુણ તેના લીયો ગાઇ — કિકીરૂપે ૪

---

.ાગ રૂષિરાજના પદનો, જીવડલા આજ કે કાલે જાવું એ રાગ

ગાયન ૧૧૭.

જીવલડા જનની જગતમાં મોટી
એ વિણ વાત સરવ છે ખોટી          જીવલડા ટેક.
જોને તું તો જગજનની ને ઝાંખી
ભરૂસો ભારે અંતરમાં રાખી
માટે લે તું અજર અમર રસ ચાખી          જીવલડા ૧
જદુપતિ ભીમને કહે છે વાત
ઘરે તુજ જગદંબા સાક્ષાત
તેની પાસે માગો વચન હે તાત          જીવરડા ૨
નારાયણ આધ્યે પાંડવ પાંચ
ખપરતારા કેરી નહી તેને આંચ
દ્રુપતિ પાસે માગ્યું વચન આપો સાચ          જીવલડા ૩
આ તો સરવે માહામાયાની છે માયા
તેની માંહી ત્રણજ લોક સમાયા
ભુલ્યા નિજ ભાંન મહા મુની ડાયા          જીવલડા ૪
જગત સહુ જનની રૂપે જાંણ જ્યારે
ત્રિવિધિના તાપ ટળે સહુ ત્યારે
શ્વેતાજી અરજી ઉરમાં સ્વીકારે          જીવલડા ૫
ચતુર તુજ ચરણનો સેવક જાણી
આપો આઠ અમૃત સરખી વાંણી
ધન્ય ધન્ય આરાતે સુરની રાણી          જીવલડા ૬



ગાયન ૧૧૮.

રૂશીરાયના પદનો રાગ ગોવીંદ જાણ્યા વીનાંના
વર્ષ ગાળીયારે એ રાગ

રટને રટને અંબાતું રૂડી રીતશુંરે                    રટને રટને
રૂડી રીતશુંરેઃ પ્રોઢી પ્રીતશુંરે                    રટને રટને ટેક.
જનમ ધરી જનની નહી જાણ્યા
મોજ શોખ તે બહુજ માણ્યા
નેહ ધરી નમીયો નહીં આઇને નીતશુંરે                    રટને ૧
હોશ ધરીને હૈડાં માંહી
લેને તું અંબા ગુંણ ગાઇ
કરશે સહાઇ નહી મુંઝાયે ચિતશુંરે                    રટને ૨
ચતુર તું મુકીદે ચાળા
માતુ નામની ફેરવ માળા
મટયા કેસ તુજ કાળા
કહું તુજ હિત શુંરે રટનેરટને અંબા તું રૂડી રીત શું કરે

---

ગાયન ૧૧૯.

છાડો છાડો ગેહેલ હમારી કાંના ધેન ચરાને વાલે એ રાગ.
મૈયા લાગું તોરે પૈયાં બૈયાં બુડતાં ગ્રહને વાલે એ ટેક.
મોહે આપ ભરૂસા ભારી                    મોહે
કીરત જાહર જુગમેં તારી
ક્ષણમેં દાનવ દળ સંહારી
ગહના ગતિ બતાને વાલે                    મૈયાં લાગુ તોરે ૧

કીરત સુનકે શરણે આયા　　　　　　　　　　કીરત.
તુમહે જુગ જનની જુગરાયા
કીની અમર મુનિકી કાયા
શ્રષ્ટિ સબી શ્રજાને વાલે　　　　　　મૈયા લાગું તોરે ૨
ચતુર વ્યાપી ચોખુટ ચંડી
આઈજી આનંદ મુર્ત અખંડી　　　　　　　　ચતુર
મહીમા કયાજાને પાખંડી
ઝંડી ઝુઠ ઝ઼઼઼ાને વાલે　　　　　　　　મૈયા લાગુ તોરે.

ગાયન ૧૨૦.

બેડો બાઇ બુડતાં તારોરે અંબે આઇ પાર ઊતારો એ રાગ.

અંબે આઈ અરજી મારીરે સાંમ્ભવિ લ્યો સ્વિકારી
　　　　　　　　　　　　　　　　　　એ ટેક.

ચમોતેરો ચોખો ભમરાળો
કડકડ તો એ કાળ
આઈ ઊગારો આરે વખતમાં
જાંણી પોતાનો બાળ અંબે આઈ અરજ મારીરે
　　　　　　　　　　　　સાંમ્ભવિ લ્યો સ્વીકારી
પહેલાં તો પ્લેગે પરજાગયાં નાઠા દેશાવર લોક
ભાગાભાગ કરે બહુભારી સહુજન થોકાથોક
અંબે આઇ અરજ મારીરે સાંમ્ભવિલ્યો સ્વીકારી
મોંઘવારીની મોકાણ માંડે વચલા વર્ગના ભોગ
દુધ છાશની ચરી થઈ છે ઘરઘર સહુને સોગ
અંબે આઇ અરજ મારીરે સાંમ્ભવિલ્યો સ્વીકારી.

રોગેથી પામ્યા છે પ્રાણી દાવા નળનું દુઃખ
ઘણા જનોનો ઘાંણ વળયો છે તાપમાં લાગીલુક
અંબે આઇ અરજ મારીરે સાંભળિલયો સ્વીકારી.
અમી દૃષ્ટિ અમ ઊપર કીજે મેહેર કરો મંમાય
ચતુર અરજી ચિત્તમાં ધારી સેવકની કરો સહાય
અંબે આઈ અરજ મારીરે, સાંભળિ લયો સ્વીકારી

---

ગાયન ૧૨૧.

મહાલક્ષ્મી મોરી માત કરો રખવાલી એ રાગ.

ઢમાલ.

કહે શુકલાલ તુમ શુણો વડીલ મમ ભ્રાતા,
મોહે કહી બતલાવો અંબે આઇ કીખ્યાતા ટેક.
જે વિભુ અજન્મા અવિકારી અવિનાંશી
તે કેમ કરીને થયાં ગર્ભનાં વાસી
તે કહો યથા રથ શંકા જાયે નાશી
આઇને ઓળખ્યાથી મીટે જમની ફાંસી
એ ગુઢ મહીમા સુણી થાય દીલ શાંન્તા મોહે
કહી બતલાવો અંબે આઈ કીખ્યાતા. ૧
કહે ચતુરદાસ તુમ સુણો લઘુ મમ ભ્રાતા
સંક્ષેપે કહીયે અંબે આઈ કીખ્યાતા
પરી બ્રહ્મ અજન્મા અવિનાશી અવીકારી
માહા માયાના પરતાપ નરતનું ધારી
જેમ ચક્ષમં ચૈતન્ય સર્વ સીરદારી

માહામાયા સહુને નાચ નચાવન હારી
આઇ ત્રિગુણની ત્રિભુવન તારણ ત્રાતા સંક્ષેપે
કહીયે અંબે આઈ કીખ્યાતા ૨

---

ગાયન ૮૯.

એક અંબે નામ અમૃત નિધિ સમવારી
ઇશ અજજ નહીં પામ્યાપાર દેવ મોગરી
જેને નેતિનેતિ કહી શ્રૃતિ સ્મૃતિ પોકારી
હે દીન દયાળી સૃષ્ટિ સરજન હારી
મહીમા મોટો છે વિશ્વ વિશે વિખ્યાતા
સંક્ષેપે કહીયે અંબે આઇ કીખ્યાતા ૩
વળી બાળ સ્વરૂપે ધનુષ્ય લીયે ઊઠાઇ
વૈરાટ રૂપ હીમાચલકો દેખાઈ
અજ-માઈ સકો ક્ષણમે ભાન ભુલાઇ
દશરથ તન કેરી સંગ બંન સીધાઇ
યહ મહીમા સુનકે સંકટ સરવે જાતા
સંક્ષેપે કહીયે અંબે આઇ કીખ્યાત. ૪
વળી કાળી રૂપે પતાઇ પામર માર્યો
મુની મારકંડને મરણ સમે ઊગાર્યો
દુષ્ટિ દુર જોબન નિજ આપથી હાર્યો
આઈ સીતા રૂપે રાવણને સંહાર્યો
કહે ચતુરદાસ ગુણ નિત્ય આઇકો ગાતા
સંક્ષેપે કહીયે અંબે આઈ કીખ્યાતા

ગાયન ૧૨૨.

## થાળ.

અવિનાશી આવોરે જમવા કૃષ્ણ હરી એ રાગ

હલસુકના પદનો રાગ.

આઇ અમ ઘેર આવોરે કે જમવા ઊછરંગે
મુને હર્ષ અપારીરે અતિ અંગો અંગે. ૧
પાવડીયું પેરીરે પધારો પ્રેમ ધરી
મેંતો જમવા કેરીરે અધીકી જુગ્તિ કરી. ૨
સિંહાસન શોભીતરે હીરાને હેમતણું
આવિ આપ બીરાજોરે સુખે સુજસું વરણું. ૩
રત્ન જડીત્ર ઝારીરે ગંગાં તણાં વારી ભર્યાં
ચળુંદિક લઇને રે પ્રેમે મેતો પાન કર્યાં ૪
બાજોઠને ઢાળીરે કંચન કેરા થાળ ધર્યા
અલોકિક અમૃતરે મેવા પકવાન ધર્યા ૫
કહે ચતુર ચિત્તમાંરે હવે સામગ્રી સહુ
અલબેલી અંબાનેરે પીરસી પ્રેમે દઊં ૬

---

ગાયન ૧૨૨.

ચુરમાંના લાડુરે તાજા ઘીથી ખુબ તળી
સાકર માંહી ભેળીરે ઝિણી બારીક દળી. ૭
ગુંદ ખસખસ નાંખીરે લાડુ તૈયાર કર્યા
તે તો અંબાની આગળરે નૌતમ નિવેદ ધર્યા ૮

દુધપાક બનાવ્યોરે કેશર ઘર્યાં કસ્તુરી
બદામ ચારોળીરે મેંદા લોટની પુરી. ૯
દાળ તુવેર કેરીરે વધારી વિધવિધે
કમોદના ચોખારે આખા અણીં સુધે ૧૦
લીલા શાકને ભાજીરે અથાણાં અનેક ધરી
રાઇતા વિધ વિધનાંરે કેળા તણાં પીતા કરી ૧૧
અળવીનાં ભજીયાંરે વધાર્યાં વાહાલ કરી
ઘૃતમાં કકડાવ્યાંરે રાઈ મેથી ખુબ ધરી. ૧૨
ધીમે ધીમે માજમજોરે તમે ત્રિભોવન ધણી
અમી દ્રષ્ટિ નીહાળોરે મુને શશુ રંક ગણી. ૧૩

---

ગાયન ૧૨૨.

કંચનના કટોરેરે મધ્ય જળ માત કરો
ધીમે ધીમે મા જમજોરે દીનો તણા દુઃખ હરો ૧૪
ચળુ કરીને ચંડીરે રૂમાલથી હાથ લુવો
ખંમા ખંમા પુકારેરે હાજર છડીદાર હુવો. ૧૫
શુભ પાંનના બીડાંરે સોપારી સુધ ધરી
કાથો ચુનો પલાળયોરે ઝીણો બારીક કરી. ૧૬
બીડી બેસ બનાવીરે લલિત લવીંગ ધરી
જમો જુગતથી જનનીરે અમીતણી દ્રષ્ટ કરી. ૧૭
બાળ ગાય જે પ્રીતેરે પીડા તેની જાશે પરી
સીખે સુણશે સરવેરે ભવ સિંધુ જાશે તરી. ૧૮

ચતુર ચંડીના ચરણેરે ચોપે સદા ચીત ધરૂં
નિશદિન નમોનેરે સેહેજે ભવસીંધુ તરૂં. ૧૯

---

૧૨૩.

હોલાડણા આશી આડઈ રે તારી મનડા હે મારા—એ રા

જીવરાજ જગમાં તમેં જોઇ જોઈ ચાલો
માતેલા થઇનેસું માલો હો છેલા
આસી ઊંઘાઇરે તારી મનડા માતેલા એ ટેક.
ગપાની વાતો તમને ગળીજ લાગે
પર નિંદા કરવામાં પેલા ઓછેલા આશી ૧
મેડી મેલાતું કિધી કેલના પાયા
ખડકયા મોટામાંહી બેલા એ છેલા. આશી ૨
કાયાનો પાયો તારો કાચોને કાચો
મોટપ માંહી મચેલા એ છેલા. આશી ૩
પરવશ થઈશું પડીયો પ્રેમના પાસે
જાણું જરૂર અકેલા હો છેલા. આશી ૪
દયાને દીનતા તે દીલમાં ન દાખી
મંદમતી મન મેલા હો છેલા. આશી ૫
ઘરધંધા કેરી ઘાંણી તાંણીને તુટયો
સાથે ન આવે અધેલા હો છેલા. આશી ૬
સાંભળવિ નાંમ તે તો સ્વપને ન લીધું
ગર્વ છાડી દ ઘેલા એ છેલા. આશી ૭

વાંછના વાધો વિત્તની ઝાઝી
ખંત ધરી ખેલ ખેલ્યા હો છેલા. આશી ૮
ચતુર ચીતડામાં હવે તો ચેતો
વાતોમાં શીદ વધેલા હો છેલા. આશી ૯

---

## પંચ ઈંદ્રિ વિષે.

ગાયન. ૧૨૪.

અરે હાય હવે તે હુંરે શું કરૂંરે એ રાગ.

પંચ ઇંદ્રી સુખ દુખ દાઇ દેહની જો
તું તો ત્વરાથી ત્યાગ તૃષા તેહની જો પંચ ટેક.
વિષય વાંછનામાં ગજ ગોથાં ખાય છે જો
મોટિ ખાડમાં પડીને અકળાય છે જો
ઝુરી ઝુરી મરે કઠણ કીયા નેહની જો પંચ ૧
કર્ણ ઈંદ્રીથી કુરંગ સપડાય છે જો
તે તો પારાધિ પાસે પકડાય છે જો
એવિ ખોટી ખોટી ખો પડી છે જેહની જો પંચ ૨
ચક્ષુ ઇંદ્રીથી પતંગ દીપમાં બળે જો
રૂપ પ્રકાશ જોઈ જોત્યની સાથે મળે જો
જુઓ શીરે દશા થાય એહની જો પંચ ૩
રસતાં રસેથી મીન જીવ જાય છે જો
કાંટે મુખ માંહી તુરત ભરાય છે જો
પાંમે મતિ અલ્પ હશે જેહની જો પંચ ૪

અલી કાઇ છેદીને બારે નીસરે જો
કોમળ કમળ માંહી તે તો મરે જો
વારી વારી લે છે વાંછના ઘેલો બની જો પંચ
એક ઇંદ્રીને આધીને જીવ જાય છે જો
પંચ ઇંદ્રી તેની શીરે દશા થાય છે જો
કુતુરંગ થતાં દીયો ઝટ છેહની જો પંચ
ચતુર ચિત્તમાં વિચારી ચેતી ચાલશો જો
માજી શર્ણ સેવી મણી દ્વીપ માલશો જો
નિત રાખો પ્રિત જેમ બપૈયા મેહની જો ૧

---

ગાયન ૧૨૫.

ખટક રહી આ મગનેનીને ચીજ કુંવરને જે અરપી એ રા
તાળ લાવણી છાંયા ભેરવની

ધીર ધરો મમ બંધુ ધીરા શા માટે તમે શોચ કરો
જેનું જેટલું લેણું દેણું તેમાટે અવતાર ધરો
સુખ દુખ સહુ કર્મ ભોગવે જોને જગતમાં તું ઝાંપ
જન્મ મરણ દુખ માથે મોટું જાય ઉમર એળે આ
સંપતિ સંતતી કર્મ પ્રમાણે કૃતવ્યથી સુખ દુખ સહે
રાય રંક એ કૃત્ય પોતાનું માન્ય નકી મારૂં કેણું
માખી સમ તું મુરખ શામાં સારૂં નરતું નહી પરખે
જ્ઞાન વૈરાગ ક્રશ્નથી દેખો પ્રાઢ પાપથી શું હરખે
નાશ થવાનો નામ તેહનો જાણે છે સહુ જુગ માંહિ

મોટા મોટા મહીપત મરતા લાગી વાર જરી નાંહી
ચતુર ચંડી નાંમ ઉચારો તાપ ત્રિવિધ ટળે તનનાં
અંતે મણી દ્વીપ માંહી માલે પુરે મનોરથ મા મનનાં

---

ગાયન ૧૨૬.

સું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો એ રાગ
બેર બેર બેર બોલો જે જે માત બહુચરી
માત બહુચરી હૈડે હર્ષ ધરી બેર બેર બેર બો. ટેક.

સાખી.

કડાંગધી ધો કીટ ધા કીટ બજાવીએ મરૃદંગ
ગાઈ ગરબા ગુલતાન શું ઉર રાખી ઉછરંગ

ચાલ.

ઘંટા નાદ ધનન ધનન ટોકરી સુર ટનન ટનન
નેહ ધરી નમી નમી નૃત્ય કરો બેર બેર બેર બો. ૧

સાખી.

અર્થ ધર્મને કામના મોક્ષ તણાં દાતાર
હણ્યા અસુર અનેકને ભુમી ઉતાર્યો ભાર

ચાલ.

વારંવાર હયો દેદાર તારણ તાર નિજ આધાર
જોઇ ગબ્બર ગોખ ચતુર નયનાં ઠરી

બેર બેર બેર બોલો જેજે માત બહુચરી
માત બહુચી હઇડે હર્ષ ધરી          બેર બેર બેર

---

ગાયન ૧૨૭.

સામુ જુવો ન્યાળીરે અંબા મુજ સામું જુવો ન્યાળી એ રાગ
જનની જયકારીરે ભજો સહુ જનની જયકારી
આ દુનિયાના આવ્રણમાંથી લેશે ઉગારીરે          ભજો ટેક.
તાપ ત્રિવિધી તનનાં ટળશે
દળશે દુખ ધારીરે          ભજો સહુ જનની જયકારી ૧
ઓળખ્યા નહી જેને અંબાને
જનમ ગયા હારીરે          ભજો ઘહુ ૨
નિશદિન આઇને યાદ કર્યાથી
તરસે નરનારીરે          ભજો સહુ ૩
દાસ ચતુર હુલાસ ધરીને
વારણાં લે વારીરે          ભજો સહુ ૪

---

ગાયન ૧૨૮.

રસીયા દલબાદલની ચુંદડી રંગ લાગ્યો મારો નેહ
જીવડા જનમ ધરી નવ જાંણીયા જગજનની આઇરે એ ટેક.
અશ્રમ ઓધારણ આઇજીરે          જે કોઇ શરણે જાય
ત્રિવિધ તાપ તેના ટળેરે

તેને જનમ મરણ મટી જાય જીવડાં જનમ વરી નવ જાણીયાં
સહસ્ર ફેણાંથી શેષજીરે
જુગ્મ જીભ્યાથી જસ ગાય.
મુજ રસનાં છે એકલીરે તુજ
વરણવ કરી ન શકાય જીવડા. ૨
પ્રેમથી પુજા નિત્ય કરે રે
ઊલટ રાખીને અંગ
સફળ ફળે તેની કામનાંરે
તે તો ઘેર બેઠા નાહ્યાં ગંગ જીવડા. ૩
ચતુર આતુર ચીતમાંરે
દીજે આપજી દેદાર
પામર હું છું પ્રાણીયોરે
મુને આપ તણો આધાર જીવડા ૪

---

ગાયન ૧૨૯.

રાગ ભારથનો.

એમ સુરપતિ કેછે રે મંમાયા મારી વારે ચડો
અમને બાળ તમારા જાણીરે સંકટ સમે આવી અડો

એ ટેક.

**સાખી.**

ભંડાસુરના ભે થકી અમથી નવ રહેવાય
દાવાનળ દુખ દેવને આપે અસુરનો રાય

માટે અર્જ ઊરધારીરે સંકટ સમે આવિઅડો
એમ સુર પતી કે છે રે મંમાયા મારી વારે ચડો  ૧

સાખી

સ્વેતા અરજી સાંભળો દીન ગણી નીજ બાળ
સાત દ્વીપ નવ ખંડને જીત્યો સાત પાતાળ
કહો ક્યાં જઇને રહીયેરે ભંડાસુર સાથે આપ ભડો
એમ સુરપતિ કે છે રે.  ૨

સાખી.

સ્વેતા અરજી સાંભળી વાણી વદે આઈ એમ
સુર સુખેથી સંચરો થાશે કુશળ ક્ષેમ
હવે દાનવ હળનોરે ભરાઇ રહ્યો પાતીક ઘડો
એમ સુરપતિ કે છે રે  ૩

સાખી.

ભંડાસુર ભુવન પ્રત્યે આવ્યા નારદ મુન્ય
ઘણી સમ્રથી તુજકને પણ મોટી છે ન્યુન્ય
હોય સ્વેતા સરખી શ્યામારે
તો જાણું તુજને બહુજ વડો એમ સુરપતિ  ૪

સાખી.

કોપે ચીતમાં ચાલીયો અસુર આનંદ લેર
સ્વેતા ગીરીયે સંચર્યો ઊરમાં લીલા લેહેર
કીધો હાંકથી હુંકારોરે મેઘની પેરે ગર્જે ગડયો  ૫

સાખી.

ચતુર આઈજી ચેતીને સનમુખ આવ્યા સુજાણ
દુષ્ટ નીસાચર દેખતાં વધા મુખેથી વાંણ
અલ્યા કોણ કેમ આવ્યોરે ક્યારનો કેમ રહ્યો તું ખડો,
એમ સુરપતિ. ૬

---

ગાયન ૧૨૦.

રાગ ઉપરનો.

હે ભામા ભલી ભાતેરે અરજ મારી ઊરમાં ધરો
આપ પ્રેમથી પધારોરે કહું છું આપ મુજને વરો ટેક.

સાખી.

તું ભામા ભાગ્યે ભલી જો આવે મમ ઘેર
પટ રાણિ પોતે થશો કરશો લીલાલેહેર
માટે મારૂં કહ્યુ માનીરે દીલડામાંહી જરી ના ડરો
હે ભામા ભલી ભાતેરે

સાખી.

હે પામર તું કોણ છે મુરખનો સરદાર
જો જીતે તું મુજને નિશ્ચે વરૂં નિરધાર
નહીતર ખંત ધરીને આંઊરે
ન રહે તારો જરીયે બરો હે ભામા-ભલી ભાતેરે
અરજ મારી ઊરમાં ધરો.

સાખી.

અસુર તવ ઊભો થઈ હસીને ઝાલ્યો હાથ
કાળી તતક્ષણ કોપીયાં ઝાલ્યું ઝડપથી માથ
ત્રાહી અસુર પોકારેરે થયો હવે નિશ્ચે મરો
હે ભામા ભલી ભાતેરે અરજ મારી ઊરમાં ધરો

સાખી.

ચંડી ચોંપે ચાલીયા આવ્યાં ગુર્જર ખંડ
ધનુષ્ય ધરીને મારીયો પાપી જે પરચંડ
વૃષ્ટિ કુસુમની કીધીરે સુરેંદ્ર તણો કારજ સર્યો
હે ભામા ભલી ભાતેરે અરજ મારી ઊરમાં ધરો

સાખી.

દેવ દુદંભી ગડગડયાં સંતોરયા સહુ સુર
જય જય જય વાણી વદે દુઃખ થયાં સહુ દુર
હે જનની જય કારીરે ચતુર ચંડી કરૂણાં કરો
હે ભામા ભલી ભાતેરે અરજ મારી ઊરમાં ધરો

---

ગાયન ૧૩૧.

તાળ ગઝલ.

દીનાનાથ દયાલ નટવર હાથમારો મુકશોમાં એ રાગ

મન માને તો માન્ય મનવા શીખજો સમજાય સારી
શીખજો સમજાય સારી શીખજો સમજાય સારી
મનમાને તો માન્ય મનવા શીખજો સમજાય સારી. એ ટેક.

પડયાં રહે ધન ધાંમને સગાં સહોદર આંહી તારા
મુકી એકાએક છોડી છેક બીજી નાંહી બારી મનમાનેતા ૧
ઊગરવાનું એક બારૂ આઇજી વીનાં કોણ તારૂં
પુત્ર અને પરીવાર થઇ લાચાર રહેશે નિજ નારી
મન માનેતા ૨
સંસાર સિંધુ માંહી તારી હાંક હોડી હીત કારી
જોજે ડુબી જાય જો ભરાય અઘમય માંહી વારી
મન માનેતા ૩
ચતુર ચેતી પાણી પેલી પાળ બાંધો વેલી વેલી
અંબે વિના કોણ બેલી દ્હેલી કુટેવ તારી મન માનેતા ૪

---

ગાયન ૧૩૨.

રાગ નાટકી.

મારા મનનાં માલીક મળીયારે થઈ પ્રેમ વશ પ્રાતળીયા
એ રાગ.

મારા ભાગ્ય અનોપમ ભળીયારે
તનતાપ ત્રિવિધી ટળીયા ટેક.

ભાવે ભવાની ભકિત કરતાં
ભવની ભાવટ ભાંગી
લગની અંબા શું લાગી
પુરવે પાતીક પરજળીયાંરે તન તાપ ત્રિવિધી ૧

ફરી ફરી ચોરાશી ફેરા ભવાબ્ધિ વનમાં ભુલી
મળ્યો અવસર આજે અમુલી
મારા અમૃત આંબા ફળીયારે      તન તાપ ૨
ચતુર ચિંતા સરવે ટાળી
ભાળી ને મા મરમાળી
ગીરી ગમર ગોખ નીહાળી
મુને માત મનોહર મળીયારે      તન તાપ ૩

---

ગાયન ૧૩૩.

ગોકુળીયું નાનું ગામડીયું શા માટે નાવો શામ એ રાગ.
હવે સમજી લે શાંણા નહી નાંણા તણું કાંમ
નહિ નાણાં તણું કામ રટ અંબા આઠુ જામ      હવે ટેક.
સંપતિને પાંમે દુખડાં વીરામે
નામ લેતાં નિશદિન બેસે નહી દાંમ      હવે ૧
ભાવ થકી ભાઈ લેતું ગુણ ગાઇ
શુભ હેડાં કેરી પુરે પોતેઃ હેતે ધરી હાંમ      હવે ૨
જોને જરી જાગી આળસને ત્યાગી
અલક અભાગી તારી મુકી દેને મામ      હવે ૩
ગાઓ ગુણ પ્રાણી આરાસુર રાણી
ઊછરંગ આણી ભરે ચતુર સલામ      હવે ૪

ગાયન ૧૩૪.

તાળ લાવણી.

(નિતી વીસે), મજા દેતે હે કયા યાર તેરે બાલ ઘુંઘરવાલે
એ રાગ

સંમજી લ્યોને શાંણા સાર નિતી નીલ મણિની ખાંણી ટેક.
પરભવ માટે છે સુખ અહીં શ્યાંમ ન જરીયે મુખ
ધન્ય ધન્ય જનની-ની કુખ ખ્યાતી સાયર નહી સમાંણી
સમજી.

જો રાખો મનની ટેક બદલો નહી કદીયે નેક
વિચારો કરી વીવેક વેગે વાહુ વહે સહુ વાણી સમજી.
આછે સ્વારથ કેરી જાળ તેમાં વસમો છે કળી કાળ
જુવો જગત તણી જંજાળ જેવી ઘાંચી ઘરની ઘાંણી
સમજી.

ઝાકું આંખે કરજો યાદ મુકીને વાદ વીવાદ
ચતુરની દીલની દાદ આપો અમૃત સરખી વાણી સમજી.

---

ગાયન ૧૩૫.

(રાગ ભવાઇનો) છેલ બટાઉના સવાગમાં ગવાયછે તેવો પ્રભાતી
શાંમળી કેરૂ સુમરન કરતાં નામ ઊચરતાં
ભવની ભાવઠ ભાંગે હો ટેક.
માની મનોહર મૂર્તિ જોઈને દુખડાં ખોઇને

પ્રેમથી પાયે લાગે હો શાંમ્ભવ
આજ આનંદ મારા ઊરમાં અપારી હર્ષજ ભારી
નાચુ આઇજીની આગે હો શાંમ્ભવ
અસુર સંહારી મામતવારી હે જયકારી
મુનીવર દરસન માગે હો શાંમ્ભ
ચતુર ચિત્તમાં ખંતે ખચીતમાં પ્રોઢી પ્રીતમાં
ટેક ગ્રહી નહીં ત્યાગે હો શાંમ્ભવ

---

ગાયન ૧૩૬.

તાળ હીચ

તું સમજ સમજ કુછ લાલીયારે મત હો જાલીમ એ

આઈ સંકટ સમયમાં સંભારીયેરે આઇ અલબેલી
મુને દીન શિશુ જાંણી ઉગારીયેરે આઇ અલબેલી

સાંખી.

બરખા બરસ્યો નાહી લગાર
મોંઘવારી થઈ ગઈ અપાર
મનુષ્યો થઈ બેઠા લાચાર
અંબે આપ તણો આધાર
પશુ પીડા હરો પરમેશ્વરીરે થાય સુખએલી
આઇ સંકટ સમય

ઊઠો અંબે દીન દયાલ

આણી સેવક ઊપર વહાલ
ચમોતેરા દીસે વિકરાલ
કીધાં સહુનાં બુરા હવાલ
હવે દીનદયાળી મમ માવડીરે વારેચડ વહેલી
આઇ સંકટ ૨

ચતુર કેરી સુણજો દાદ
આઇજી રાખો ભક્ત આબાદ
સ્વીકારો સુણીને ફેરીયાદ
ટાળો સરવે અપર માદ
અમી દ્રષ્ટિનો મેઘ વરસાવજોરે
છે આ વાત છેલી આઇ સંકટ સમય ૩

---

ગાયન ૧૩૭.

અવર મદન અલબેલો એ રાગ

રાગ આશાગોડી

અબતો સાચો કલજુગ આયો એ રાગથી પણ ગવાશે

શરણાંગત સુખકારી આઇજી શરણાંગત સુખકારી ટેક.
જો તું શ્રેય ઇચ્છે જો તારૂં કાઢય કબુદ્ધિ તારી આઇજી
આ જગમાંહી પરમ સુખ પામે જો જપશે અસુરારી આઇજી.
બુડતાં બાંહ્ય ગ્રહે છે બાઈ સમજો સહુ નરનારી આઇજી.
દાસ ચતુર ચંડિને ભજતાં સમજણ આવે સારી આઇજી.

---

ગાયન ૧૩૮.

રાગ ભોજા ભગતના ચાબખાનો

## દેહ વિષે.

કાયારે ગઢ માંહીજ કયારડો કરાવો
　　　ઇચ્છા રૂપી ઠાંમમાં ઠીક જઈ ઠરાવો
બીજ બોવોરે તમે વાંછનાં કેરાં
　　　શાન્તિના વારીથી સીંચાવો
કરૂણાં રૂપી તેમાં કાલા નીપજશે
　　　પછી તૃષ્ણાના ઠાલીયા ઠોલાવો કાયારે.
ક્રોધ કપાસીયાને કાઢી નાંખજો
　　　નિર્મળતા રૂઇ સુવરાવો
સતસંગરૂપી તમે દીવેલ લઇને પછી
　　　જ્ઞાનતણાં દીપક જરાવો: કાયારે.
મોહ રૂપી જો વાયરો વાશે
　　　ચુકશો અવસર આવ્યો
દાસ ચતુર તમે ચેતીને ચાલો
　　　ફંદમાં નહી જરી ફાવો કાયારે.

---

ગાયન ૧૩૯.

રાગ ધીરાના પદનો

## સ્વાર્થ રૂપી સંસારમાં નીતિ નથી તે વિષે

ન્યાય દ્રષ્ટે જોતાંરે જગની બાજી જુઠ ખરી
નિજ સ્વારથને કાજેરે દુજાને દુખે હર્ષ ધરી　　ન્યાય૦

ાત સ્વારથ કેરે કાજે હરે કુરંગના પ્રાણ
જોઇ ખુબ ખુશી થાયે સ્વારથી જાંણુ અજાણ
ોને પીડીરે ભાઇયો જાશો કેમ તરી ન્યાય ૧
ીયે મધ ભેળું કીધું ખંતે ખાવા માટ
થીયે પવિત્રજ કહોને ઘડીયો તેનો ઘાટ
રો જીવની હાંનિરે નીતિ ન મળે જરા જરી ન્યાય ૨
વાછરૂ વલખા મારે પીયે પય સહુ લોક
નાં સ્વારથને કાજે તજે નીતિને નોક
થમાં નહી સુજે રે પર સુખોને લે છે હરી ન્યાય ૩
ાની વાલપને માટે વોહોરે હસ્તિદંત
મર્ણને શર્ણજ થાયે જુવો જગતની ખંત
સુખના અર્થેરે પશુઓને પીડે અરિ ન્યાય ૪
ચતુર એમ અનેક સ્વારથ આ જુગ માંહી જણાય
કાર્યનું તિમીર એવું ગણતાં નહીજ ગણાય
શીદ ભુલોરે ગોથાં ખાઇ જાશો મરી ન્યાય ૫



ગાયન ૧૪૦.

ા જાઓ સીધાઓ સુખે સલુણા શામળા રે એ રાગ.

અમુલ્ય અવસર એળે વિત્તી જાય છે રે
અંબે નાંમ વિસરતાં શું શઠ થાય છે રે ટેક.
ક જાસે તું પસતાશે કાળજ ખાશે
અવર શું ગાય છે રે આ અમુલ્ય ૧.

માયાને જોડી તુજ તન તોડી સાથે ન કોડી
પ્રેમથી સંગ પળાય છે રે — આ અમુલ્ય ૨
કરો તે પામો દુખ વિરામો વખત નકામો
વાતમાં વણસી જાય છે રે — આ અમુલ્ય ૩
કાયા આ કાચી વાત એ સાચી રહ્યો શું રાચી
ધન થકી નહી ધરાય છે રે — આ અમુલ્ય ૪
દયાજ દાખો ઈર્ષા ન રાખો સત્યજ ભાંખો
ચતુર ચિત હર્ષાય છે રે — આ અમુલ્ય ૫

---

ગાયન ૧૪૧.

શણગારના ગરબાનો રાગ.

પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમુરે લોલ એ રાગ

દેવ દુંદાળાને શીર નામીયેરે લોલ
દુખ દુરજ સઘળા વામીયે રે લોલ — ૧
બ્રહ્મ સુતા વિમળ વાણી આપિયેરે લોલ
ગરબો ગંભીર ગુણાગાર સ્થાપિયેરે લોલ — ૨
સૈલ સુતાતણા શર્ણ સદા સેવીયેરે લોલ
રાસ રચિયો છે ચોસઠ દેવિયેરે લોલ — ૩
બેનિ ચુંવાળ ચોક માંહી આવીયારે લોલ
માત બહુચરાયે મોતીડે વધાવીયારે લોલ — ૪
આવ્યા આરા તે સુરથી ચંડિકા રે લોલ
માજી મુળ મંડાણ તણી મંડીકારે લોલ — ૫
માજી સજ્યા શ્રંગાર શુભ શોભીતારે લોલ

કોટી શશી સમાન આઇ ઓપતા રે લોલ ૬
આવ્યા પાવા તે ગઢથી કાળીકારે લોલ
કોટી સુર્ય સમ તેજ બુધિ બાળીકારે લોલ ૭
માત મદે ભર્યાં આવે મલપતારે લોલ
હેમ હીરાના હાર ગ્રીવ ચળકતારે લોલ ૮
આવ્યા હિંગળાદ હર્ષે ભર્યાં માવડીરે લોલ
કળીજુગ માંહી કલ્પતરૂ છાંયડી રે લોલ ૯
માત હરસીદ્ર ઉજેણીથી આવીયાંરે લોલ
સુર સર્વ મળી સુમને વધાવીયાંરે લોલ ૧૦
જવાળામુખી પધાર્યાં ત્યાં પ્રેમથીરે લોલ
માની સ્વાગત કીધી છે શુભ નેમથીરે લોલ ૧૧
આવ્યા ગિરજાજી ગુણ નિધી ગર્જિકારે લોલ
તે તો શ્રષ્ટિ સર્વે તણી સર્જિકારે લોલ ૧૨
મહાલક્ષમીજી મંગળ દાઇનીરે લોલ
એવી અલોકિક મૂર્તિ છે આઇનીરે લોલ ૧૩
આવ્યા રાજનગરથી રાજેશ્વરીરે લોલ
સંગે વ્રધપુરથી વાઘેશ્વરીરે લોલ ૧૪
નગ્ર વૈરાટથી ઉંટવાળી આવીયારે લોલ
તે તો સર્વે સખીને મન ભાવિયારે લોલ ૧૫
માત રાધીકાજી રમણીક સુરતીરે લોલ
જોતાં સુરીનર ભુલી જાય સુરતીરે લોલ ૧૬
માત સીતા શોભે છે સખીયો મહીંરે લોલ
જેની શોભા ન જાય મુખથી કહીરે લોલ ૧૭

ચોસઠ બેની મળી છે સૌ સંગમાંરે લોલ
નવરાત્રી રમે છે ઉમંગમાંરે લોલ ૧૮
બાંયે પેર્યાં બાજુ બંધ બેરખાંરે લોલ
ગજ મોતીના લટકે છે લેરખાંરે લોલ ૧૯
કાને કર્ણફુલ કુત્રતિ કોડામણાંરે લોલ
તેમાં ઝુમી રહ્યાં ઝુમખાની શીમણાંરે લોલ ૨૦
રાજે વેણી ખેંચીને બાંધી ભીંસથીરે લોલ
પેરી દામણી અમુલ્ય મુલ્ય દીસતીરે લોલ ૨૧
હીરા લીલમ જડયા છે જુગતે કરીરે લોલ
વિધિ કર્માંયે ઉછાહ ઉરમાં ધરારે લોલ ૨૨
નક વેસરમાં ચોકઠાં છે ચોદશારે લોલ
કોહીનુર સમ તેજ ઝળકે જશારે લોલ ૨૩
ગળે પહેરા જડિત્ર તુશી હેમનીરે લોલ
લાળુ લટકે લીલમને માણેકનીરે લોલ ૨૪
શોભે કુલહાર ફાંકડા ને ફુમકારે લોલ
ઝુલા ઝુકી રહ્યા મોતી લુંબ લુંબખા રે લોલ ૨૫
કર કંકણુને કડા વેઢવિંટીયુંરે લોલ
માંહી કોરિ કલમથી લીટીયુંરે લોલ ૨૬
પાયે નેપુર ને નેવરીના નાદમાં રે લોલ
ઘોર ઘુઘરનો સુરઝિણો સાદમાં રે લોલ ૨૭
પેહેર્યાં ચરણાં ચોળીને શીર ચુંદડીરે લોલ
ગાયકુંઅરબાને ફેર ફરે ફુદડીરે લોલ ૨૮
આડ ઓપે અનોપમ ભાલમાંરે લોલ

સેંથા પુર્યો સિંદુર રંગ લાલમાં રે લોલ ૨૯
ધુન્ય લાગી રહીછે જયકારથીરે લોલ
દ્રગ અંજન કાજળ અનુસારથીરે લોલ ૩૦
વાગે વાજીંત્ર શબ્દ સોહામણારે લોલ
સપ્ત સુર તાળ તાનની નહી મણારે લોલ ૩૧
કોઈ બજાવે મૃદંગ અતિ મીઠડુંરે લોલ
કોઇ પાસે ઉપંગ હસ્ત દીઠડુંરે લોલ ૩૨
કોઇ પાસે વેણાશુભ વાજતિરે લોલ
કોઈ ઢોલકની થાપ ગેહેરી ગાજતીરે લોલ ૩૩
કોઈ બજાવે સારંગીને સુંદરિરે લોલ
કોઇ પાસે ડફ્ડિમરૂને ખંજરીરે લોલ ૩૪

ગર્જે નોબત કડાકધ્વિન તાળમાંરે લોલ
ખેલે અવનવા ખેલમા ચુંવાળમાંરે લોલ ૩૫
ડફ્ ડિમરૂને ડાક બેસ બાજતિરે લોલ
ઘોર ઘુઘરાને સરણાઇ વાજતીરે લોલ ૩૬
હિંચલીયે છે હલક પ્રેમથી પળીરે લોલ
એની ગાય ગરબા સહુ લળી લળીરે લોલ ૩૭
પડ પડ છંદા તાળી દીયે તાનમાંરે લોલ
તાળ ચુકે નહી મુકે તાળ માનમાં રે લોલ ૩૮

રાગ ગાયે સોરઠ અને સોહીણીરે લોલ
ઝાંયા આશાવરીને ભૈરવી તણીરે લોલ ૩૯
વેગે વૈકુંઠ તજીને આવ્યા વીઠલોરે લોલ
સુણિ સુર મધુર મન મિઠડોરે લોલ ૪૦

શંભુ કૈલાસ તજીને જોવા આવીયાંરે લોલ
કોટી તે ત્રીસને મન ભરિયાંરે લોલ ૪૧
ધ્વનિ બ્રમા કરે છે સૂણે વેદનેરે લોલ
નહિ જાણી શકે સુરીનર ભેદનેરે લોલ ૪૨
શશિ સ્થભ્યોંજે શાન્તિ વાધી સોહામણીરે લોલ
શેષ આવ્યા પાતાળથી સાથે ભગીરે લોલ ૪૩
નીર વેહેતા સ્થંભ્યા છે સરિતા તણારે લોલ
વારી વારી સુરેંદ્રણીયે ભામણારે લોલ ૪૪
પુષ્પ વૃષ્ટિ કરે છે સર્વે દેવતારે લોલ
ઋષિ સહસ્ત્ર અઠાશિ શાર્ણ શોભતારે લોલ ૪૫
ગરબા ગાયે ચુવાળ કેરા ચોકરાંરે લોલ
તેવિ શોભા નહી ચઉદ લોકમાંરે લોલ ૪૬
માત ગરબા ગાઇને શિખાવીયારે લોલ
માને હર્ખે શું મોતિડે વધાવીયારે લોલ ૪૭
ગરબો ગાય શીખેને કોઇ સાંભળેરે લોલ
નવ નિધ આઠ સિધ સરવે મળેરે લોલ ૪૮
ગાય ગરબાને ધ્યાન આઇનું ધરેરે લોલ
તેતો ભવ જલનિધી સહેજે તરેરે લોલ ૪૯
ઓગણી અઠોતેર સાલ વખાણીયેરે લોલ
તિથી આસો સુદી પુર્ણિમા પ્રમાણીરે લોલ ૫૦
રચ્યો રાસ માનો ઉરના ઉલાસથીરે લોલ
છુટી જાય ચતુર કલેશને કંકાસથીરે લોલ ૫૧

ગાયન ૧૪૨

ભાઇ મુને દાનવર વહાલો એ રાગ.

ભાઇ મુને ઉમાવર વાલો સ્વારી નંદી પર શોભતા
ભાઇ મુને ઉમાવર વાલો દુરીજન ઉપર કોપતા
ભાઇ મુને ઉમાવર વાલો ડિમરૂ બજાવે તાનમાં
ભાઇ મુને ઉમા વર વાલો-કુંડળ ઝળકે છે કાનમાં
ભાઇ મુને ઉમાવર વાલો બાંધી જટા જુગતે કરી
ભાઇ મુને ઉમાવર વાલો વડ તણું પંચ મધે ધરી
ભાઇ મુને ઉમાવર વાલો દેખી દિગંબર વેશમાં
ભાઇ મુને ઉમાવર વાલો ગંગા રાજે શીર કેશમાં
ભાઇ મુને ઉમાવર વાલો રક્ત ચક્ષુ બીહામણી
ભાઇ મુને ઉમાવર વાલો રૂંઢ માળા રળીયામણી
ભાઇ મુને ઉમાવર વાલો હાર પનંગના પેરીયા
ભાઇ મુને ઉમાવર વાલો શોભીત શિવજી શેરીયા
ભાઇ મુને ઉમાવર વાલો પેરી પાદુકા પ્રેમથી
ભાઇ મુને ઉમાવર વાલો રત્ન જડીતર હેમથી
ભાઇ મુને ઉમાવર વાલો ત્રીશુલ શોભીત હાથમાં
ભાઇ મુને ઉમાવર વાલો અનાથુ કેરા નાથમાં
ભાઇ મુને ઉમાવર વાલો ઉમા અરધાંગે ઓપતાં
ભાઇ મુને ઉમાવર વાલો કોટી સુરજ સમ શોભતાં
ભાઇ મુને ઉમાવર વાલો વિરભૈરવ છે સંગમાં
ભાઇ મુને ઉમાવર વાલો રહે સદાએ ઉમંગમાં
ભાઇ મુને ઉમાવર વાલો ભસ્મ લેપન અંગે કર્યું

ભાઈ મુને ઉમાવર વાલો સુરીનરનું હડં દેયુ
ભાઇ મુને ઉમાવર વાલો મુરતિ અલોકિક જોઇને
ભાઈ મુને ઉમાવર વાલો મનડું રહ્યું છે મારૂં મોહીને
ભાઇ મુને ઉમાવર વાલો ગોર વરણુ ગુલતાનમાં
ભાઇ મુને ઉમાવર વાલો કુંડળ અકિકના કાનમાં
ભાઇ મુને ઉમાવર વાલો ઉતમ ઉપવિત ઓપતી
ભાઈ મુને ઉમાવર વાલો ધન્ય ધન્ય ગહુના ગતિ
ભાઇ મુને ઉમાવર વાલો કરી દેદાર દુખ વામીયાં
ભાઇ મુને ઉમાવર વાલો પુરણુ સુખડુ પામીયા
ભાઇ મુને ઉમાવર વાલો કોડે રાજે કૈલાસમાં
ભાઇ મુને ઉમાવર વાલો પીશાચ સૈના પાસમાં

ભાઇ મુને ઉમાવર વાલો ધ્યાન ધરે મુની દેવતા
ભાઇ મુને ઉમાવર વાલો સહુસ્ર અઠાશિ શેવતા
ભાઇ મુને ઉમાવર વાલો વરણી શકું નહી વાતથી
ભાઇ મુને ઉમાવર વાલો ભોળો ભજો ભલી ભાતંી
ભાઇ મુને ઉમાવર વાલો સુરેંદ્ર શીર નમાવતા
ભાઈ મુને ઉમાવર વાલો બ્રહ્મ ભોજન કરે ભાવતાં

ભાઇ મુને ઉમાવર વાલો ઓગણી અઠોતેર જાણીયે
ભાઈ મુને ઉમાવર વાલો શ્રાવણુ સુદિ પરમાણીયે
ભાઈ મુને ઉમાવર વાલો ગાય શીખેને સાંભળે
ભાઇ મુને ઉમાવર વાલો મનોરથ સફળે ફળે
ભાઇ મુને ઉમાવર વાલો ફેર ફરે ને દીયે કુકડી
ભાઇ મુને ઉમાવર વાલો આયુષ્ય ભોગવે બેવડી

ભાઇ મુને ઉમાવર વાલો  તાળી પાડી ગાયગાનને
ભાઇ મુને ઉમાવર વાલો  મુકી પોતાના માનને
ભાઈ મુને ઉમાવર વાલો  ચતુરની ચીંતા ટળી
ભાઇ મુને ઉમાવર વાલો  દેદારથી પોતી રળી

---

ગાયન ૧૪૩

## વીચારીને યાર ઉચાર વાણી.

### ઉપજાતી.

અંબે ભજ્યાથી અઘ ઓઘ નાસે
અંબે ભજ્યાથી રિપુદલ ત્રાસે
અંબે ભજીને ફેરાજ ફાવો
લ્યોને તમે સર્વ અમુલ્ય લાવો     ૧

અંબે ભજ્યાથી વિપત્તિ વીરામે
અંબે ભજ્યાથી સુકીર્તિ જામે
ઉલાસ આણી ગુણ અંબે ગાવો
લ્યોને તમે સર્વ અમુલ્ય લાવો   ૨

અંબે ભજ્યાથી મટે રોગ ભારી
અંબે ભજ્યાથી પતિવ્રુતા નારી
મુક્તિ સજીને આઇજી રીઝાવો
લ્યોને તમે સર્વ અમુલ્ય લાવો  ૩.

અંબે ભજ્યાથી સ્વર્ગજ સહેલું
અંબે ભજ્યાથી મટી જાય ઘેલું
ફરી ફરી ગર્ભવાસેન આવો
લ્યોને તમે સર્વ અમુલ્ય લાવો ૪.

અંબે ભજ્યાથી નૃપતિ નમે છે
અંબે ભજ્યાથી સહુને ગમે છે
સુખે વદો ટેક અંબે નિભાવો
લ્યોને તમે સર્વ અમુલ્ય લાવો ૫.

અંબે ભજી રાજ વિમળે કીધું
અંબે ભજી સુખ ઉત્તમ લીધું
આનંદ સિંધુ ઉર ઉભરાવો
લ્યોને તમે સર્વ અમુલ્ય લાવો ૬.

અમુલ્ય તક આ મળી છે આજે
ધીંગોવણી શીર અંબે બીરાજે
ચતુરની વારે વેગેથી ધાવો
લ્યોને તમે સર્વ અમુલ્ય લાવો ૭.

---

ગાયન ૧૪૪

(રાગ સરદારઆના રાસડાનો) ગરજે ગગન ગરરર એ રાગ

તાળ હીંચ.

ગરજે નોબત કડી ધીન ધીન નોબત
દાસના મન લીન લીન નિરખી અનોપમ આમને

ફરતા તાળી લિયે તિન તિન ભક્ત સહુ ભીન ભીન
જય જય શબ્દ બોલે ગાઇને ટેક.
ફેર ફરતા સહુ ફરરર જન્મ પાપો થાય જરરર
ગરજે નોબત કડી ધીન ધીન

## સાખી

અલબેલી અલબેલી અંબે ભજો
ભાવ ધરી દિલમાંય તેથી તેથી ભવસિંધુ તરો
ભવો ભવના પાતિક જાય રે સજનો
સાંભળો અરજી અત્યારથી
ગતી જાણે નહી મોટા મારથીરે. આઇજી સાંભળો
સુખદાઇ સુખદાઇ છો આઇજી જાણી પોતાનો બાળ
દીન જાણી દયા કરો લીયો શેપક-તણી સંભાળરે
આઇજી સાંભળો અરજી અત્યારથી ગતી જાણે નહી
ત્રીશુલ ત્રીશુલ ગ્રહી કર વીશે બેઠા સીંહ વાહન
ભવના દુખો વામીયા આનંદ મુજ અંગેરે
કહે ચતુર લેઉ વારણા
આનંદી આનંદ કરે દાસના દુખડાં હરે
જગત જનેતા જાણીને સહું જનેતા જાણીને સહુ
પ્રીતી રાખો જળ મીન મીન ગરજે નોબત

---

## ગાયન ૧૪૫

### શ્યામ ઝુલે હીંડોરે 'કુંજન બનમેં' એ રાગ

તાળ દાદરો.

નહી દમકા આદમકો ભરૂસા પલકે      નહી દમકા.
ભરૂસા પલકે બહેજાત ખલકે      નહી દમકો. ટેક.
જુઠા જઠહીમે ખાઇ સારી જીંદગાની
ઠગાઈ ઠાઠ કરત સમ્જ નાંહી બેઇમાની
બોહોત કરતા બુરાઇ ડરાઇ બલકે      નહી દમકા.
જવાલા જલાઇ દેગે વિશયામે વયતેરી
ફના હે જગત આખીર જંગલકી ધુલ ઢેરી
કહત મેરા નાતેરા તુકાહેમલકે      નહી દમકા.
ચતુરાઇકો ચતુર દીખલા દે ભાઇ
કરે કુછ બંદગી અંએ કો ઉર યાદ લાઇ
ઓહી આગે નહીકો બડકે હલકે      નહી દમ:

---

## ગાયન ૧૪૬

### રાગ આશા

ભય મુજને છે ભારી અરીનો ભય મુજને છે ભારી
હીમત ગઇ છે હા...રી અરિનો ભય મુજને છે ભારી એ ટે
કામ ક્રોધ મોહ લોભજ મોટા કીધા તેણે સર્વજ છોટા
ભુલાવ્યા નરને ના...રી  ય મુજને છે ભારી      અરી:
સુક્રિતને સળગાવી મુકે તાકે તો કહિયે નવ ચુકે

હયો અંએ ઉગા...રી ભય મુજને છે ભારિ          અરીનો
કૃપા હંસે કલ્યાણી તમારી જીતે યોધા તે નરનારી
મતિના પહોચે મા...રી ભય મુજને છે ભારી          અરીનો.

---

ગાયન ૧૪૭

રાગ આશા

મનવા માન્ય કહ્યું તું મારૂં મનવા માન્ય          ટેક.
આડું અવળું કયાં અથડાયે
ભમેલ હવે તું કયાં ભટકાએ
સમજ હવે તો સા...રૂં. માન કહ્યું.          મનવા ૧.

ચળેલા ચતુરાઇ તજી દે
મમત મુકી મોહામાયા ભજીલે
આ તન છે નહી તા...રૂ માન્ય કહ્યું તું: મનવા ૩.

શાણા સત્વર શ્વેતા સમરલે
આશાસુરી પંથ પ્રેમ પકરલે
નફટ રહે નહી ન્યા...રૂં માન્ય કહ્યું તું:          મનવા. ૩

પોપટ કે પારસમણી સેવે
લોહેકુ કંચન કરી દેવે
એવા મોક્ષનું બા...રૂં માન્ય કહ્યું          મનવા ૪.

ગાયન ૧૪૮

રાગ કટાવ.

શંભુ સુતનું નાંમજ લૈયે શુભ હ્રદયથી કરાંને ગઇયે
બૌચરનાં શરણુંમાં રઇયે વજા સોલંકીનો વાતજ કઇયે
વજા સોલંકીનો વાતજ કઇયે હર્ષજ હઇયે સુખીયાં થઇયે
સદ્દગુણ ગૈયે વારી વારીઓ વારણાં લઇયે ૨.
સનખલપુરની શોભા સારી જહાં બીરાજે મા બીરદાળી
વરતાયો ત્યાં જય જયકારી અકળકળા મેં દીલમાં ધારી ૩.
અકળકળા મેં દિલમાં ધારી માત હમારી કુર કુટ સ્વારી
કીધી ભારી અનેક અસુરને નાખ્યા સંહારી ૪.
લલાટ મધે ચાંડલો ચળકે ચાંડલો ચળકે
નાકે નક વેસર શુભ લળકે દીરઘ બાહુમાં ચુડી ચળકે
જળહળ જોત્ય જાગતી ઝળકે ૫.
શ્રોણીતપુરનો રાયજી આંજે રાયબળીને સતને કાજે
વામન રૂપે નાથજી આજે કદમ ત્રણથી લીધું રાજે ૬.
કદમ ત્રણથી ત્રીલોક માપ્યું રાજ્ય અનોપમ બળીને આપ્યું
કષ્ટજ કાપ્યું મહીપર માપ્યું ત્રીજું કદમ પાતાળે ચોંપ્યું ૭
બળી હ્રદયપર વામન ચડીયા વામન ચડીયા
શુક્રાચાર્યના ગર્વજ ગળીયા પાતાળે પળીયા
છડીદાર થઈ રહ્યા સાંભળીયા ૮.
ત્રીજું કદમ પાતાળે ચોંપ્યું માન સરોવર માએ સ્થાપ્યું
કષ્ટજ કાપ્યું સ્થિરજ સ્થાપ્યું વનિતાને પુરૂષાતન આપ્યું ૯
વજો સોલંકી પાટણ રાજા કરણહાર શુભ સર્વજ કાજા

રાજધિરાજા ગરીબન વાજા દેશોદેશ જસ ડંકા બાજા ૧૦
રાણી સપ્તનું ગ્રહ્યું છે પાણી ગુજર ખંડમાં વાતજ જાણી
વાતજ જાણી કર્મની કહાણી પુત્ર વીના સરવે પટરાણી
ગર્ભ અષ્ટમો અબળા ધારે થાય સુતાં તો બેઉને મારે
સુણે અત્યારે ભય છે ભારે સુણી વાત નિજ નારો સંહારે ૧૧
વડારણુ વિમાસે મનમાં સુતા પ્રસવી રાણા તનમાં
ગોત્યો ન મળે સુત ગગનમાં જણાવવી નહી વાત સજનમાં ૧૨
સુત વધાઇની વાતજ કીધી રાયે સાંભળી ઉરમાં લીધી
દાન જનોને આપીજ રિદ્ધિ સાકર સરવે જનને દીધી. ૧૩
પુરૂષ્ય સ્વાંગ પુત્રીને પેરાવે ઉમંગ ઉરમાંહી સહુ લાવે
આભુશણુ ઉતમ ધરાવે નિત નવલા પોશાક પહેરાવે ૧૪
રહયો પાટણમાં આનંદ રેલી વનિતાઓ થાયે જોઈ ઘેલી
વાહ સુત રાજાને એલી જાણે છેલીયો કોઇ છે છેલી ૧૫
ચાંપે ચાવડે સગપણ કીધું હુસ્ત સોલંકી શ્રીફળ દીધું
કાર્ય સુ કીધુસરલજ સીધુ પેહેરામણી બહુ વીત્તજ દીધું ૧૬
ચાહ વધી ચાવડાના ચીતમાં નરનારી દુહીતાના હિતમાં
અંતે ખચીત્તમાં રાયની રીતમાં કરે લગ્ન ખરચી ખુબ વિતમાં ૧૭
ખર્ડ સાથે પરણાવી કન્યા બનાવ અહીયાં કેવા બન્યા.
દેખત કન્યા ગઇ આમન્યા વિધી ઘરે શું આવો અન્યા ૧૮
છાની વાત માતાને કીધી સુતા સંગે પરણાવી દીધી.
અપકીરતી જુગ માંહી લીધી રદય માતનું ગયું છે વિંધી ૧૯
રાણી રાયને કહે છે વાત આતો થયો મોહોટો ઉતપાત
વાત આફાત તનુજા ઘાત મળ્યો જમાઇ સાતડે સાત ૨૦
ચાવડો ચમકયો છે તે વારે દ્રષ્ટ દેખતાં તુર્તજ મારે

વહી હોકારે ધીરંનધારે તેડો જમાઇ અહી અનુસારે
લીખીતંગ શુભેચ્છક હીતે પત્ર લખ્યો છે પુરણ પ્રીતે
ચોથું ચીત્તે કહું ખચીતે સર્વ સંભારે આપને નીતે
પિતા પુત્રને આજ્ઞા આપી જાઓ સુખેથી થાઓ મી
ચડશે રીશ નહી જાઓ કદાપી તેજ માલ તન જવાલાવા
લાલ ઘોડીપર સ્વારી કીધી સંગ સ્વારી દવાદસની લ
દીલની વાત કોઇને નવ દીધી શકતા રહે મમ સન્મુખ સી
જમાઈ આવ્યાનો વાતજ જાણું ઉલ્હોદક ભરીયા છે પા
વહીયાં વાણી કુરજ કહાણી થાકયા હશે નવરાવો તાણી
નાસી જવાની ભીડી છે હાંમ એ વિણ બધું બગડશે
હવે શું આમ ચઇયે વામ નાશી જવું લઇ અંબે નાં
સ્વારી કરી ઘોડીપર જ્યારે મારો મારો મુખ વદતાં ત્યાં
ભાજયો ભારે ગઢથી બારે ઘોડી ઠેકી ગઢ અંબે આવ્યાં
ફુરટયા ચાવડા ચોમેર ચોંપે હસ્ત પડે તો લજયા લોપે
આયુધ ઓપે ચઢીયા કોપે હાથ પડે તો બાંધો તોપે
ચાલ્યું સેન્ય ખુલી તલવારે જાતા જરી ન લાગી વારે
વરતાયો ત્યાં હા હા કારે પકડો પકડો પડે પોકારે
છુટી લાલ જેમ જાય હવાઈ આઇ પ્રતાપે નહી નવાઈ
ઠેકી છે ખાઇ સુણજો ભાઈ વનનાં વરખડી ત્રટ આઈ
સાથ અંધેની કુકર આવી પડી પાણીમાં તૃશા મહા
ભાવજ ભાવિ ગઇ તે ફાવી થયો કુતરો પુંછ હલાવી
ઘોડીને નવરાવા જાયે ઊછરંગ ઊરમાં નહી માયે
અધેજ આંયે થયો જ ત્યાંયે અતિ અચંબો ઊરમાં આ

આડુ અવળુ નિરખી વનમાં નાહ્યાં નેહથી અચરજ મનમાં
તનુજા આવી પુરૂશા તનમાં ઊગ્યો દીનકર જેમ ગગનમાં ૩૩
તેજમાલ આવ્યો નિજપુરમાં નિત્ય નવું નુર વાધ્યું ઊરમાં
નહીકો ભુરમાં આનંદ ઊરમાં ગાય ગીત સહુ સુર મધુરમાં ૩૪
યુવરાજના સહચર સરખા નીરખી નેહથી સરવે હરખ્યા
સરવે સરખા પ્રેમે પરખ્યા જાણે શાન્તિનો વરસ્યો વરખા ૩૫
ચિત્ત ચાવડા ચીંતા વાધી ખોટી આપણે કરી ઉપાધી
વોહોરી વ્યાધી ભુલ જ ખાધી શું કરીયે હવે વેરજ બાંધી ૩૬
સુતા વોળાવી પોતે વળીયા સર્વ મનોરથ બેઉના ફળીયા
ભાગ્ય જ ભળીયા ગર્વજ ગળીયા સર્વ સંતાપ સુતાના ટળીયા૩૭
દેવળ ચણાવ્યું દિવ્ય દેવાંશી માત બોચરા જ્યાંય નિવાસી
પુરણ આસી ગંગા કાશી દેદારથી થાયે સુખરાશી ૩૮
ચતુર ચિત્ત હુલાસ ધરીને કટાવ કરીયો પ્રીત કરીને
ભવ સિંધુને જાય તરીને બોલો બોચરા જે જે ફરીને ૩૯

કટાવ સમાપ્ત.

---

ગાયન ૧૪૯.

છંદ માલીની.

સફળ જીવીત ત્યારે, અંબીકા આરાધી;
સફળ જીવિત ત્યારે, મુકી સહુ ઉપાધી.
સફળ જીવિત ત્યારે, પરોપ કાર કીધાં;
સફળ જીવિત ત્યારે, દીન દીલાસા દીધાં.
સફળ જીવિત ત્યારે, સંત શર્ણે શેવ્યાં;
સફળ જીવિત ત્યારે, નાહ્યો ગંગ રેવા.

સફળ જીવિત ત્યારે, જગત જસ જામે;
સફળ જીવિત ત્યારે, વિપત્તી વીરામે.
સફળ જીવિત ત્યારે, સર્વ સેવ કીધી;
સફળ જીવિત ત્યારે, પામ્યો અષ્ટ સીદ્ધિ.
સફળ જીવિત ત્યારે, વાણી સત્ય ભાખે;
સફળ જીવિત ત્યારે, દિવ્ય દ્રષ્ટ દાખે.
સફળ જીવિત ત્યારે, પ્રા જે કીધાં પાપો;
સફળ જીવિત ત્યારે, જપી કુલીમ જાપો.

ગાયન ૧૫૦.

છંદ માલીની.

ચિત્ત ચતુર ચાહે, ચાંપે માત ચંડિ;
ચિત્ત ચતુર ચાહે, આનંદી અખંડી.
ચિત્ત ચતુર ચાહે, કિધી સીહ સ્વારી;
ચિત્ત ચતુર ચાહે, સૈલજા કુમારી.
ચિત્ત ચતુર ચાહે, ભક્તના ઉધ્ધારી;
ચિત્ત ચતુર ચાહે, મોક્ષ કેરી બારી,
ચિત્ત ચતુર ચાહે, ત્રિગુણાત્મ જાયા.
ચિત્ત ચતુર ચાહે, ચૌદ લોક રાયા;
ચિત્ત ચતુર ચાહે, બૈચરાજી બાળી.
ચિત્ત ચતુર ચાહે, ગબ્બ્ર ગોખવાળી;
ચિત્ત ચતુર ચાહે, દયો દેદાર દાડી;
ચિત્ત ચતુર ચાહે, મેહેર નીજ માડી.

ગાયન ૧૫૧.

કામ પડયું છે આજ તારૂ મારા બાપલા આજે પડયું

કામ તારૂં એ રાગ.

ત્રિંગોધણી અમે ધાર્યોરે માથડે,
ત્રિગોધણી અમે ધાર્યો;
હું તો અન્ય વાતોથી હાર્યોરે માથડે. એ ટેક.
વાહન વિકટ જેને કેહરી કેરૂં
સુણ જો સજન બંધુ બાર્યો;
અખેચંદનું મહાસાગરમાં નાવ બુડંતા તાર્યોરે
માથડે. ૨
સર્વ તણા શીરદાર જ શક્તિ,
સુર પતિ કારજ સાર્યો;
દિલ દયા દેવ ત્રણેના દાખી મોહોટો મહીસાસુર
માર્યોરે માથડે ૩
ચતુર ચંડી ચરાચર વ્યાપી પ્રજેશ દક્ષ ગર્વ ગાર્યો
અંબે અલૌકીક આ અવનીમાં દેવળ વિમળ પર
જાળયોરે માથડે ૩

ગાયન ૧૫૨

રાગ ઉપરનો અમુલ્ય તક જાય છે તે વીશે

અવસર અમુલખ જાશે સમજ નર અવસર અમુખ જાસે,
રે તું તો પાછળથી પસતાશે સમજનર અવસર એ ટેક.
પારસ સ્પરશી થશે કંચન ગુણ અંબાના ગાશે
તેથી કારજ સરવે સરસે જાહેર જુગમાં જણાશે સમજ ર

માન શિખામણુ હે મન મારી આઇ છે આપની પાસે
નિશદિન ભુલ સુધારી શકે તો અંતરની આપદા ઓસ
સમજ ન

સમજ્યા ત્યાંથી સવાર જ માનો,
નહીતર ખાસડાં ખારો
અખંડ આનંદીની કરો ઓળખાણુયું,
ચેતો તમે ચતુર હાસે સમજનર અવસર અ



ગાયન ૧૫૪

જીવને શીખામણુ વીશે.

બાર માસ રાધે રીસ તજો એ રાગ.

કાર્તિકે કુ દ્રષ્ટિ ત્યાગી જોને નજરે જાગી,
થા બડભાગીરે શાણા શું કહીયે
માગસર મહીને મતિ મુંઝાણી મુકો મીથ્યા વાણું
કરમની કહાણીરે શાણા શું કહીયે
પોસે પરપંચો પરહરીયે સુપંથે અનુંસરીયે
ભવજળ તરીયેરે શાણા શું કહીયે
માહ જાળ છે આરે જગતની મમતા મુક મફત
સુણજો વતનીરે શાણા શું કહીયે
ફાગણે ફાવો ભવના ફેરા એક દીન જંગલ ડેર
સાંજ સવેરારે શાણા શું કહીયે
ચૈતરે ચિત્તમાં ચેતી ચાલો કહેજે અબિપુર મ

પાપ પ્રજાલો રે શાણા શું કહીયે
વૈશાકે વીમાસણ થાશે પાણી પુમડે પરશે
પછી પસતાશેરે શાણા શું કહીયે
જેઠે જનની જપી લે પ્રાણી ઉછરંગ ઉરમાં આણી
મતી શું મુંઝાણીરે શાણા શું કહીયે
અશાડે અવતરવું મરવું આચણ શુભ આચરવું
કુડુ ન કરવું રે શાણા શું કહીયે
શ્રાવણે શીયળ સાચવો ભાઇ સહુથી થાય સવાઇ
ન દીજ નવાઇરે શાણા શું કહીયે
ભાદરવે ભજીલે તું ભાવી ફેરા ચોરાશી ફાવી
અંબે રીઝાવીરે શાણા શું કહીયે
આસો અત્યાચારને મુકો તક આવી નહી ચુકો
મમતા મુકોરે શાણા શું કહીયે
અધીકે અધીકો લાવો લઇયે ગુણ ગીરજાના ગૈયે
સુખીયા થઇયે રે શાણા શું કહીયે
ચતુર ચેતી વેલા વેલા પાળજ બાંધો પેલા
જાશો અકેલા રે શાણા શું કહીયે.

---

ગાયન ૧૫૪

રાગ ભોજા ભગતના ચાબખાનો.

જગત હવે ચડયું છે ઊંધે ચાળે
બગડી બધી બાજી કશી નહી ભાળે એ ટેક.

ગાયની રક્ષા તમે કરો તો ગાય તમોને પાળે,
સ્વારથ એઊનો તેથી સુધરશે પાછું વાળીના
નિહાળે જગત હવે ૨.
કાચું રે ધન્ય અન્ન કોઠીયું ભરજો,
પાકું સદા પર જાળે;
દરવાજા ખંતથી ખુલ્લા મુકીને,
કુચા દીયો શીદ ખાંળે. જગત હવે. ૩
મેન ચેસ્ટર ધોતીયાની મોટાઇ માનીને,
પ્રેમથી પાટલી વાળે;
થીગડાં દઇ દઇ થાકયો મુરખ,
ટેવ ખોટી નહીં ટાળે. જગત હવે. ૪
ના કહીયે પણ ચા પીવે છે,
કુણા હૃદયને બાળે;
ખોરાક અન્નનો ઓછો થયો પછી,
ગળીયો જાણી હીમાળે. જગત હવે. ૫
ખડ દાણો ખુબ ખંતેથી રાખો,
ગાંજો નહી કોઇ કાળે,
દાસ ચતુર ઝીણાં સુતર કાંતીને,
કરો વણકર સ્વદેશી શાળે. જગત હવે. ૬

---

ગાયનં ૧૫૫

ગરજે પાટણપુરમાં ગરવી ગુજરનો ધણીરે. એ રાગ
સુણજો બેનો આજે એક શીખામણું હિતનીરે,

જેથી નિજ હીતનાં કાર્ય સફળ સહુ થાય;
સરવે શુભાચર્ણો દિવ્ય સદાયે દાખીયેરે. એ ટેક. ૧
બેહેનો અભણ પણું વિદ્યા ભણવાથી જાય છે રે,
તેથી થાયે સુખીયો સર્વે આ સંસાર. સુણજો. ૨
કજીયાને કંકાસો નહી જ કરીયે કો સમેરે,
મુકી મલીનપણું ને રાખો શુધ્ધ શરીર. સુણજો ૩
સદ ગુણ સદાચારમાં સુખ જ થાયે સોહ્યલુ રે,
જેથી દુખ દાવાનળ રહેશે સઘળાં દુર. સુણજો ૪
સબળો સંપ સદાયે સાચવીયે સગામહીરે,
તેથી ઊરમાં વાધે ઊમંગ અપાર સુણજો ૫
તજવી ટેવ નઠારી શુભ જ કાર્યો શીખવાંરે,
જબરો જશ જગમાંહી જુગતે જેમ જણાય. સુણ- ૬
વિદ્યા સુભ ભણ્યાથી સંકટ સરવે જાય છે રે,
કદિયે કાર્ય વિના નહો ફરીયે ફોગટ ક્યાંય. સુણજો ૭
વિદ્યા સદગુણ આગળ સણગારો શોભે નહી રે,
સાચું શિયળ સાચવિ શોભાવો નીજ તન. સુણજો ૮
વસ્ત્રો બારિકને ઝીણાથી લજ્યા જાય છે રે,
પરની નીંદા કરવી તે તો મહોટું પાપ. સુણજો ૯
શરીરે સીજે તેવાં કાર્ય કરો ઘરનાં સદારે,
રાખો મન માયાળુ સરવે સંકટ જાય. સુણજો ૧૦
સારા વસ્ત્રો સજતાં અંગ જણાય ન આપણું રે,
નિત્યે નાઇ ધોઇને પ્રભુ શું કરીયે પ્રિત. સુણજો ૧૧
નાટક ચેટક જોવા ક્યાંઇ નવ ઊભા રહોરે,

એથી સુખમાને તે અણસમજુનું કામ સુણજો ૧૨
સુખમાં નહી ફુલાવું દુખમાં નહીં ડરીયે કદીરે,
કડવા વેણ કહ્યાથી દુજાને દુખ થાય. સુણજો ૧૩
સાસુ સસરા જેઠ દીયરનું માન વધારવું રે,
પરના છોરૂં સાથે રાખો પુરણ પ્રિત સુણજો ૧૪
તનમન વચનોથી મર્યાદા પતિની પાળજોરે,
પેહેરો મરયાદાના સરવે શુભ શણગાર. સુણજો ૧૫
સમજુને સમજી જાવું તે બેનો સેહેલ છે રે,
ચતુર બનો ચેતી સફળ કરો સંસાર સુણજો ૧૬

---

ગાયન ૧૫૬.

રાગ માલકોશ સ્વદેશ ભાવના વીસે.

હવે ભાર્ત ભુમી તન જાગો,
આળસ અધિકી અળગી મુકી;
દુર વ્યસનો ને ત્યાગો. હવે ભાર્ત ભુમી તન જાગો
એ ટેક. ૧

પુર્ણ પ્રેમ ખાદિ પર લાવી શુદ્ધ સ્વદેશી માગો
સુંદીર સુતર સ્નેહે કાંતો ભ્રાંતિ વિદેશી ભાંગો;
હવે ભાર્ત ભુમી તન જાગો. ૨
વસ્ત્ર વિદેશી વિસરી જાઓ,
છોડો એહ અનુરાગો;
ખાદી પેહેરો સહુ ખંત ધરીને,

.ડે કાંતવા લાગો હવે ભાર્ત ભુમી તન જાગો ૩
તુર થઇને હવે ન ચુકો ઊઠે અંગે આગો,
,ભ કાર્યની .હે તે હવાઇ;
'લદીથી ઝટ દાગો, હવે ભાર્ત ભુમી તન જાગો. ૪

---

ગાયન ૧૫૭

સારમાં સંકટ સમયે પ્રભુ વીના આપણું કો નથી.

રાગ ગઝલ.

ાત્યારે આરે અવનીમાં અરેરે કો અમારૂં છે
હોદર સુત ને દારા સહુ: અંતે અકારૂં છે. ટેક.
ાહામાં ખોઇ જીંદગાની ન જાણી દુનીયા ફાની,
વે સમજણ પડી શાની વિચારે કોણ તારૂં છે
ાત્યારે આરે અવનીમાં અરેરે કો અમારૂં છે. ૧
ાગવીયાં બહુ હવે ભોગો નસે નસમાં વધ્યા રોગો,
ાયા એવા હવે જોગો પ્રભુનું નામ પ્યારૂં છે;
ાત્યારે આરે અવનીમાં અરેરે કો અમારૂં છે. ૨
,વો કે ભુતડું નડીયું વૈદકે વેરસું સડીયું,
,લમી માગે ગડગડીયું જીવિત સર્વે અકારૂં છે;
,ત્યારે આરે અવનીમાં અરેરે કો અમારૂં છે. ૩
ઓ જન બેસતાં ગાડી દીઠું દુખ, તેમણે દાડી,
શુા: જન કે છે અન્યાડી. એવું, અહીયાં અંધારૂં છે;
ત્યારે આરે અવનીમાં અરેરે કો અમારૂં છે ૪
ઘરે મહીસીયો બાંધી તે કપડા પેરતા સાંધી

વેદના ઊરમાં વાધી કહો કેવુ નઠારૂં છે
અત્યારે આરે અવનીમાં અરેરે કો અમારૂં છે. ૫
જગતની જુઠ છે બાજી દેખીને થાય શું રાજી,
રહે જ્યાં મોતના ગાજી તે વેળા સર્વ ખારૂં છે;
અત્યાર આરે અવનીમાં અરેરે કો અમારૂં છે. ૬
છકમાં શું ફરે છેલા થયા શું ગવથી ઘેલા,
થયા મોટા હવે બેલા શીરે નિજ જમલારૂં છે;
અત્યારે આરે અવનીમાં અરેરે કો અમારૂં છે. ૭
અમુલખ તક આ આવી ધણી ને લેતું રીઝાવી,
દીયે તન તાહરૂં તાવી તો આખર મોક્ષ બારૂં છે;
અત્યારે આરે અવનામાં અરેરે કો અમારૂં છે. ૮
ચતુરજન ચેતજો પ્યારા દુરાગ્રહ છોડજો ખારા
નાથજી સર્વથી ન્યારા નવળ ગણ તેને વારૂં છે;
અત્યારે આરે અવનીમાં અરેરે કો અમારૂં છે. ૯

ગાયન ૧૫૮

( મંજરીયે મનડું મોહ્યુંરે મન ગમતા મહારાજ અમારા
મન ગમતા મહારાજ ) એ રાગ.

અંબે આદ્ય અવની તલમાંરે,
જપો તમે મનરાજ અહરનિશ જપો.
મળે મુક્તિ રટે એક પલમાંરે
એ મહારાજાધિરાજ, અહરનિશ જપો ટેક.

**સાખી.**

નીતિ ખંત સુપ્રેમથી, રટો અંબે જુગરાય;
અગાધ દુઃખના નિધિમાં, ડુબતા ગ્રહશે બાંય.

સાખી.

મદ મત્સરને લોભ મોહ, તજો ક્રોધને કામ,
શુદ્ધ સુરદયે સેવતા, લભશો મણિપુર ધામ.
તારશે તવ નાવડું જલમાંરે,
એ અંબે ગરીબ નિવાજ અહરનિશ જપો.

સાખી.

અપાર અખંડિત અનંત એ, બુદ્ધિરૂપ બિરદાળ;
મારકંડ સમયોગિ જને, સેવ્યા સર્વે કાળ.

સાખી.

પવન પૃથ્વી પાણીજ એ, વળી વિજ તેજને વ્યોમ;
લિલા અલૌકિક શક્તિ તણી, વદે રૂપીયો નિત્ય ઓમ
નાનાલાલની દારૂણ દલમાંરે
રાખો ઇશ્વરી લાજ અહરનિશ જપો.

---

ગાયન ૧૫૯

રાગ ખ્યાલ તુક નગીરનો ભસ્માસુરનો કક્કો
તાળ લાવણી.

શ્રી ૐ નમહા સીવંગ ભસ્મલગી અંગ,
નાદીયા સંગ વેઓ વડદાની અઆયા;
કાસ કૈલાસ પાસ વડદાની. ટેક.
ઇ. ઇસે ઇચ્છા પતી બે શંકર જતિ,
મુની તપચારી ઊ. ઉસે પર ઉપકાર;
બડે અવતારી રી. રાસુનો એકદાના.
આયે ભલવાના હુવા લાચારી,

કકા બે કપટી કુટિલ બડાબલ કારી;
હું ખખા ખીજમત કરી ધ્યાન લગાયા,
ધ્યાન લગાયા.
હું ગ ગા ગૌરીશંકર કે ખુબ મન ભાયા,
હું ઘ ઘા ઘડીઓર પલ નાંહી બીસરાયા
હું ન નાં નાથકો ત્યાંઇ છલન કો આયા

## સાખી.

ચ ચા ચિત ગૌરાંબસે રૂપ ચંદ્ર સાહેહુ
છ છા છલન કો નાંથ કે જીન કીયા સેવકકા ભેદ
હું જજા જગ્ત સબ જાને દીયા ભોલાનાથ બરદાને
હું ઝં ઝા ઝુંઠ મતમાનાં દીયા કંગન ઊસે પલમ્યાના
ઊસે પલમ્યાના.
અગન કંગન શંકરસે પાયા નાંમ ભસ્માસુર હોકે આયા
લે કંગન ઘર અપને આયા પાપ મન ભાયા પાપ મન૦
ય યા બેહેચસ્મ સુવકો ત્યાં ભસ્મ કરનકો ઠાની
અ આયાકાસ કૈલાસ પાસ વઠદાની શ્રી ઓમ નમ:
હું ટ ટા ટળે નહી જરા ઘેર કેં ખડા ભસ્મ કરનેં કું
હું ઠ ઠા ઠગુંગા નારી ગૌરા પ્યારી કું આયા હરનેકું
હું ડ ડા ડારતા ખડા સામને અડા ચલા અડનેં કું
હું ઢ ઢા હિલસેં ઊસે પાતાલ જાય ધુસે લગે ડરનેકું
હું ત તા તલાસ કરતા ફીરતા ઊમ્યાની
હું થ થા થકીઃ શિવ ભાગ ફીરે શમશાની
હું દ દા દુશમન કો દીયા બુરા બરદાની
હું ધ ધા ધુપ મેં ધાયે શ્રી ભગવાની

## સાખી.

પ પા પોંચે બિશ્નુજી ભસ્માસુર કે પાસ
ફે ફા કયોકિરના બીના હીક શિવ પોંચે કૈલાસ
ભસ્યાસ ભયે અગ્યાની અબકો ન બાત તુમ ઠાની
ભસ્યાસ ભયે અગ્યાની અબ સિવકી બાત સતમાની
બાત સતમાની
બીશ્નુને ઊસે જાકે સમજાયા હાથ સીરકે ઉપર રખવાયા
લગી જલનેકું ઉસકી કાયા અસુર ગભરાયા અસુર
ગભરાયા
હું મં મા મારકે બેરી આયે હર પૈડી વે અતર ધ્યાની
અ આયા કાસ કૈલાસ પાસ વડદાની શ્રી ઓમ નમ્હાં
સીશંગ ભસ્મ લગી અંગ નાદીયા સંગવે ઓ વડદાની
અ આયા કાસ કૈલાસ પાસ વડદાની
હું જ જા જોગી જગ્ત સુમરે સબ ભક્ત બોલો હર હરે
હું ર રાબે રાક્ષસ હુવા દીયાથા દુવા મુવા કીસતરે
હું બ બા લગે બતલાને નાથ લલચાને અંગ મદ ભરે
બ બા બે ઓરત બની જગ્ત બ્રહ્માણી રૂપ જબ ધરે
હું પ પા શિવ શંકર દેખ કે હસેં
હું બ બા સહી બે ખબર કામ જબ ખસે
હું સ સા સામને કામ બીદકો કસા
હું હ હા હાક હનુંમાન અંજની બસા

## સાખી.

એસે દેવ મહાદેવ હે ધરો રૂદયે મે ધ્યાંન
સુરનર મુની સબ પાઊતે બ્રહ્મા ઓર ભગવાંન.

મહાંદેવ અલેખી અવીનાંશી
બસાઇ ત્રીસુલ પર કાશી
જીનકે સંગ શક્તિ દાસી
વે પ્રભુ કૈલાસ કે વાસી
ધંતુરા બીસ મુંદ્રા આહારી સાપ બીછુંકી માલ ગલેડાલી
વેદ ઉચ્ચારી નંદ ઉચારિ
શીવ કરતેં હે પ્રતીપાલ દીનદયાલ
ભક્ત નિવાની અ આયાકાસ કૈલાસ પાસ વડદાની
શ્રી ઓમ્ નમ્હા સીવંગ ભસ્મ લગી અંગ
ના દીયા સંગ વેઓ વડદાની

સાખી.

અ આયાકાસ કૈલાસ પાસ વડદાની

સાખા.

બીન પિંગલ બીન છંદ કથે
બીન ગીતા બીન ગ્યાન
બીના કોક જો રૂતુ કરે
સો નર પશુ સમાંન

ઇહાંસે સુનો સબી મરદાના
ચંગ પર નીસાંન ભગવાં બાના
દેખ કેં નુગરા બી સરમાનાં
ખ્યાલ કા જીવાબ હે કે જાના
નહીતર ચંગલ કીધર જાના
તુકનગીર કહે ખ્યાલ હકાની
અ આયાકાસ ૈલાસ પાસ વડદાની

॥ ॐ नमश्चंडीकायै ॥

# ॥ श्री देव्यापराधक्षमापन स्तोत्रम् ॥

॥ श्लोक ॥

॥ न मंत्रं नो यंत्रं तदपि च न जाने स्तुतिमहो
न चाह्वानं ध्यानं तदपि च न जाने स्तुतिकथा ॥
न जाने मुद्रास्ते तदपि च न जाने विलपनं
परं जाने मातस्त्वदनुसरणं कष्टहरणम् ॥१॥

॥ न जाने साहित्यं न च परमसारं जनविधिं
न जाने षड्शास्त्रं न च गणितमार्गादिचरितम्
कवित्वं नो जाने विमलपदगद्योक्तिविलसत्
परं जाने मातस्त्वदनुसरणं कष्टहरणम् ॥२॥

॥ विधेरज्ञानेन द्रविणविरहेणालसतया
विधेयाशक्यत्वा-त्तव चरणयोर्याच्युतिरभूत ।
तदेतत्क्षंतव्यं जननि सकलोद्धारिणि शिवे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥३॥

॥ पृथिव्यां पुत्रास्ते जननि बहवस्संति सरलाः
परं तेषां मध्ये विरलतरलोऽहं तव सुतः ।
मदीयोऽयं त्यागः समुचितमिदं नो तव शिवे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥४॥

॥ परित्यक्त्वा देवान्विविधविधसेवाकुलतया
मया पंचाशीतेरधिकमपनीते तु वयसि ।
इदानीं चेन्मातस्तव यदि कृपां नापि भविता
निरालंबो लंबोदरजननि कं यामि शरणम् ॥५॥

॥ जगन्मातर्मातस्तव चरण सेवा न रचिता
न वा दत्तं देवि द्रविणमपि भूयस्तव मया ।

तथापि त्वं स्नेहं मयि निरुपमं यत्प्रकुरुषे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥६॥

॥ श्वपाको जल्पाको भवति मधुपाकोपमगिरा
निरातंको रंको विहरति चिरं कोटिकनकैः ।
तवापर्णे कर्णे विशतीमनुवर्णे फलमिदं
जनः को जानीते जननि जयनीयं जपविधौ ॥७॥

॥ चिताभस्मालेपो गरलमशनं दिक्पटधरो
जटाधारी कंठे भुजगपतिहारी पशुपतिः ॥
कपाली भूतशो भजति जगदीशैकपदवीं
भवानि त्वत्पाणिग्रहणपरिपाटीफलमिदम् ॥८॥

॥ न मोक्षस्याकांक्षा भवविभववांच्छापि च न मे
न विज्ञानापेक्षा शशिमुखिसुखेच्छापिनपुनः ॥
अतस्त्वां संयाचे जननि जननं यातु मम वै
मृडानी रुद्राणी शिव शिव भवानीति जपतः ॥९॥

॥ नाराधितासि विधिना विविधोपचारैः
किंरुक्षचिंतनपरैर्न कृतं वचोभिः ॥
श्यामे त्वमेव यदि किंचन मय्यनाथे
धत्से कृपामुचितमंब परं तवैव ॥१०॥

॥आपत्सु मग्नः स्मरणं त्वदीयं करोमि दुर्गे करुणार्णवे शि
नैतच्छठत्वं मम भावयेथाः क्षुधातृषार्ता जननीं स्मरंति ॥१

॥जगदंब विचित्रमत्र किं परिपूर्णा करुणास्ति चेन्मयि ।
अपराधपरंपरावृतं न हि माता समुपेक्षते सुतम् ॥१२॥

॥अपराधसहस्रभाजनं पतितं हे। भवार्णवोदरे ॥
अयि ते शरणागत शिवे कृपया केवल मात्रु पाहि माम् ॥१

॥ मत्समः पातकी नास्ति पापघ्नी त्वत्समा न हि
एवं ज्ञात्वा महादेवि यथायोग्यं तथा कुरु ॥ १४ ॥

# અગાઉથી ગ્રાહક થનારનાં નામ.

વઢવાણ શહેર.

સંખ્યા

૫ સોની કસ્તુર પોપટલાલ
૪ ,, મોહન ઓધડ
૨ ,, વીરજી ત્રીભોવન
૨ ,, લલુ માદેવ
૨ ,, મનોરદાસ ચકુ
૧ ,, છગનલાલ શંકર
૨ ,, હરજીવન ખીમચંદ
૧ ,, પનજી પોપટ
૧ ,, બેચર મુલજી
૧ ,, બાવલ ગંગારામ
૧ ,, કરસન કચરા
૧ ,, તળશી મોહન
૧ ,, રણછોડ મનોર
૧ ,, રામજી ઇચ્છારામ
૧ ,, કાનજી રવજી
૧ ,, ડોસા દવારકા
૧ ,, લાલજી માધુ
૧ ,, અંબાલાલ બાપાલાલ
૧ ,, જગજીવન પ્રાણ
૧ ,, માદેવ જેઠા
૧ ,, અંબારામ વરતા
૧ ,, હરગોવિંદ ચતુર
૧ ,, ડોસા ગોરધન
૧ ,, મોહન લીલાધર
૧ ,, ભાઇચંદ લીલાધર
૧ ,, પનજી લવજી
૧ ,, સુખલાલ આત્મારામ
૧ ,, પોપટલાલ નાગરદાસ
૧ ,, ગુલાબચંદ નાગરદાસ
૧ ,, ચકુ શ્યામજી
૧ ,, લાલજી ઇચ્છારામ
૧ ,, મુળજી ઇશ્વર
૧ ,, હીરાચંદ ભાઇચંદ
૧ ,, ઓધડ ઝવેરભાઈ
૧ ,, ચુનીલાલ મોહનલાલ
૧ ,, કસ્તુર ગણેશ
૧ ,, સુખલાલ મોહનલાલ
૧ ,, રણછોડ મોહનલાલ
૧ ,, હરગોવિંદ ભવાન
૧ ,, ગાંડાલાલ નરસી
૧ ,, છનાલાલ મગનલાલ
૧ ,, નારણ દેકા
૧ ,, લાલુ ભગવાન
૧ ,, કચરા નથુભાઇ
૧ ,, ભાણજી છગનભાઈ
૧ ,, કેશવલાલ વીરજી
૧ ,, પ્રેમચંદ હીરાભાઇ
૧ ,, ભગવાન પનજી

૧ ,, જેમલ પીતામ્બર
૧ ,, જેઠાલાલ લાલજી
૧ ,, મફાલાલ વાલજી
૧ ,, માવજી ધારસી
૧ ,, વનમાળી રણછોડ
૧ ,, લખમીચંદ રણછોડ
૧ ,, જેઠાલાલ ખીમચંદ
૧ ,, માણેકલાલ તલકશી
૧ ,, નાનુ હરી
૧ ,, મણીલાલ રતનશી
૧ ,, ગોરધન કચરા
૧ ,, વેલશી પ્રેમચંદ
૧ ,, નરશી ગણેશ
૧ ,, પીતામ્બર નરશી
૧ ,, ગાંડાલાલ દુલભજી
૧ ,, કેશવજી દેવજી
૧ ,, મણીલાલ શીવલાલ
૧ ,, ઝુંઝાભાઇ ઓધડભાઇ
૧ ,, મણીલાલ ભુદર
૧ ,, નારણ કાળીદાસ
૧ ,, મોતીલાલ ઓધાભાઇ
૧ ,, રામજી વેલશી
૧ ,, ઉજમશી દયાલ
૧ ,, નાનાલાલ દેવચંદ
૧૦ શેઠ જગજીવન ઉજમશી ભાઇ
૫ કાળીદાસ નાગરદાસ હેડમાસ્તર
૫ વોરા ઉજમશી મુલજીભાઇ
૫ શેઠ શાંન્તિલાલ ત્રીકમલાલ
૧ શાહ મનજીભાઇ ભુરાભાઇ
૧ પારેખ લખમીચંદ છગનલાલ
૧ શાહ પાનાચંદ ચત્રભુજ
૧ શાહ છગનલાલ ઝુંઝાભાઇ
૧ શાહ અમૃતલાલ લવજીભાઇ
૧ વારા શીવલાલ ભુરાભાઇ
૧ શાહ મનસુખ કસ્તુરભાઇ
૧ શેઠ સુખલાલ માણેકચંદ
૧ ગોરજી મોહનલાલ ગુણચંદજી
૧ શેઠ ભાઇચંદ તલશીભાઈ
૧ ગાંધી ત્રીભોવન મોતીભાઈ
૧ શેઠ મોહનલાલ મુલચંદ
૧ વકિલ વાલજી સંઘજી
૧ શાહ મનસુખ ભુરાભાઇ
૧ શાહ વાડીલાલ શીવલાલ
૧ શાહ મોહન છગનલાલ
૧૧ ઉપાધ્યા અંબાશંકર હરિશંકર
૨ શુકલ અંબાલાલ દામોદર
૨ જાની નાનાલાલ મયારામ
૨ ત્રવાડી મણીશંકર પ્રભાશંકર
૨ દવે નાનાલાલ ગીરધર ડાકટર
૨ દવે નાનાલાલ ગીરધર
૨ શુકલ દેવશંકર ધનેશ્વર
૨ દવે રવીશંકર મુળશંકર
૧ વ્યાસ ગૌરીશંકર મહાદેવ
૧ રાવળ મણીશંકર ડોસાભાઇ
૧ ત્રવાડી રતીલાલ ઉમૈયાશંકર
૧ શુકલ કેશવજી ભાણશંકર

૧ કમ્પાઉન્ડ કેશવલાલ મોહનલાલ
૧ જાની રેવાશંકર ગવરીશંકર
૧ શુકલ નર્મદાશંકર જેશંકર
૧ ઉપાધ્યા માધવજી જેઠારામ
૧ ઠાકર નરભેશંકર ભાટશંકર
૧ વ્યાસ કાળીદાસ નરભેરામ
૧ નાગર ચુનીલાલ અમૃતલાલ
૧ ઉપાધ્યા ત્રીભોવન શંકરલાલ
૧ શાસ્ત્રી જયંતીલાલ અંબાશંકર
૧ જાની કેશવલાલ મહાદેવ
૧ શુકલ છગનલાલ બેચરદાસ
૧ ત્રવાડી પ્રભાશંકર અજરામર
૧ વૈદ મણીશંકર જાદવજી
૧ રાવલ લીલાધર હરિશંકર
૧ શુકલ પ્રભાશંકર ગવરીશંકર
૧ શુકલ જટાશંકર અંબાશંકર
૧ વ્યાસ ચંદુલાલ જેષ્ટારામ
૧ દવે કેશવલાલ માધવજી
૧ હેડમીસ્ટ્રેસ નાથીબા
૧ મેહેતા મોહનલાલ શીવશંકર
૧ આચાર્ય અમૃતલાલ છગનલાલ
૧ જોશી મગનલાલ મોહનલાલ
૧ ભટ મણીશંકર ઇશ્વર
૧ ભટ જીવરામ ચકુભાઇ
૧ બારોટ મોતીલાલ જીવાભાઇ
૧ ,, ગંભીરસંગ અરજણ
૧ ,, ગાંડાલાલ હરીભાઇ
૧ ,, નાનાલાલ શંભુભાઈ

૧ વાઢળા મોહનલાલ ગોવીંદ
૮ મેરઇ મનજીભાઈ પુંજા
૧ ,, બેચર અરજણ
૧ ,, ધરમશી નારણ
૧ ,, લવજી ભીમા
૧ ,, ગોવીંદ પરસોતમ
૧ મેરઇ મોહનલાલ વાલજી
૧ ,, રણછોડ ઓધડ
૧ ,, ધરમશી ભીમા
૧ રાત બેચરભાઈ મોતીભાઇ
૧ ભાથી પથુભાઈ ઓઘડ
૧ દેપાળા રામજી છગન
૧ ,, ત્રીભોવન છગન
૧ ,, અમરશી માવજી
૧ ,, વીઠલ મોતી
૧ ખવાસ કાનજી મુળજી
૧ ડોકટર લાલજી પ્રાગજી
૧ રાત લાલજી ઓઘડ
૧ રાત હકા શવા
૧ રાત ઓઘડ હરી
૧ રાત ગોરધન મોતી
૧ ભાથી બનેસંગ ભીમજી
૧ ખત્રી વીરજી મોનજી
૧ ,, જેશંગભાઇ હરજીભાઇ
૧ ,, ચત્રુભુજ કાનજી
૧ ,, અમરશી બેચર
૧ ,, મગનલાલ વીરજી
૧ ,, વીઠલદાસ વીરજી

૧ ભાવસાર જેશંગ દલુ
૧ ખત્રી હરજીવન મેઘજી
૧ વૈદરાજ મોબતસંગ નાથાભાઇ

### ધંધુકા.

૧૦ સોની નાગરદાસ ચતુરદાસ
૧ ,, ભગવાન સામજી
૧ ,, સુખલાલ ત્રીકમ
૧ ,, ઉજમશી નાગર
૧ ,, ખીમચંદ હરજીવન
૧ શુકલ ગુણવંત મગનલાલ

### જામનગર.

૧ સુતાર રામજી સતાર બનાવનાર

### રાજકોટ.

૧ લુવાર બાવલ મોરારજી

### ધોળકા.

૧ સોની તળશીદાસ વનરાવન
૧ ,, ગીરધર

### ભાવનગર.

૧ સોની મગનલાલ ભીમજી

### કડી.

૧ સોની અમથાલાલ કુબેરદાસ

### ગુજરવદી.

૧ સોની કાનજી વાલજી

### અંકેવાળીયા.

૧ રાણાશ્રી મહીપતસીંહજી પ્રથીસીંહજી
૧ રાણાશ્રી ધીરજસીંહજી પ્રથીસીંહજી
૧ કુમાર શ્રી રણજીતસીંહજી
૧ રાણા શ્રી અજીતસીંહજી ભાવસીંહજી

### ગુંદીયાળા.

૧ નામદાર પ્રતાપસીંહજી કસળસીંહજી

### વડોદ.

૧ કુમાર શ્રી પ્રતાપસીંહજી ભગવતસીંહજી

### વીરમગામ

૧ સોની ચકુ લલુભાઈ
૧ ,, મણીલાલભાઈ ભુદરભાઇ
૧ ,, ગોપાળદાસ મોહનલાલ
૧ ,, વીઠલ દામોદરદાસ
૧ ,, ચમનલાલ છોટાલાલ
૧ ,, નથુભાઈ મથુરદાસ
૧ ,, મણીલાલ ઈશ્વર
૧ ,, માણેકલાલ મોહનલાલ
૧ ,, અમૃતલાલ
૧ ,, વ્રજલાલ
૧ રાવળ જગજીવન મયારામ
૧ દવે જદુરામ મોરારજી
૧ ભટ કેશવલાલ મયારામ

૧ ત્રીવાડી દલસુખરામ દેવશંકર
૧ શુકલ સોમનાથ મુળશંકર
૧ રાત મોહનલાલ છગનલાલ

ખારવા.

૧ સોની દેવચંદ હરીભાઇ
૧ ,, ઉજમશી ડુંગર
૧ દોશી કસ્તુર ગોબર
૧ ,, મગન તળશી
૧ જોશી જેભાઇ મોતીરામ
૧ ,, નાગર મોતીરામ
૧ પોસ્ટમેન આલા લાખા

વઢવાણ કેમ્પ

૧ સોની ગોરધન ગંગારામ
૧ ,, ડાહ્યાભાઇ મોતી
૧ ,, શીવલાલ પ્રેમચંદ
૧ ,, ગંગારામ નારણદાસ
૧ ,, ત્રીભોવન શામજી
૧ ,, મેઘજી મંગળભાઇ
૧ ,, માદેવ શામજી
૧ ,, જેચંદ પ્રેમચંદ
૧ ,, નારણ મોતી
૧ ,, પોપટલાલ ત્રીભોવન
૧ રાત કરશન છગન
૧ ભાવસાર નારાયણ જસરાજ
૨ કંદોઇ ડાહ્યાલાલ જેઠાભાઇ
૧ શાહ મોતીલાલ પોપટલાલ
૧ ,, દેવીભક્ત લાલચંદ સુંદરજી
૧ ,, ઉજમશી નેણશી
૧ ,, રતીલાલ કુંવરજી

દેવચરાડી

૧ સોની વનમાળી રણછોડ
૧ શાહ કચરા પરષોતમ
૧ ,, ખીમચંદ વીરચંદ

ડુંવજરે.

૧ સોની પનજી જેમલ
૧ ,, ખીમચંદ ચતુરભાઇ

અમદાવાદ

૨ ,, વનમાળી ભુદર
૧ ,, ગાડાલાલ ત્રીકમ
૧ ,, ધારશી માદેવ
૧ ,, લવજી સુંદરજી
૧ ,, નાનાલાલ અમરશી
૧ ,, ફુલચંદ દામોદર
૧ ,, નાનાલાલ ઇશ્વિર

મેસાણા.

૧ ,, મોહનલાલ જીવા
૧ ,, મણીલાલ અમથા
૧ ,, મોતીલાલ ભુદર
૧ ,, મણીલાલ હરિભાઇ
૧ ,, ત્રીકમલાલ નાનચંદ

૧ ,, દામોદર ગોવિંદજી
૧ ત્રવાડી બબલદાસ ત્રીકમદાસ

પાટણ

૧ ,, ગોરધનદાસ પરશોતમ
૧ ,, બાલુ પરભુ

લીંબડી

૧ ,, જેઠાલાલ મુળજી
૧ ,, હીરા જુઠા
૧ ,, મણીલાલ મોતીલાલ
૧ ,, શીવલાલ ટોકર
૧ ,, પરષોતમ કલ્યાણ
૧ ,, રામજી માવજી
૧ ,, અમૃતલાલ હરિલાલ
૧ ,, જગજીવન દયાલજી
૧ ,, કેશવલાલ જગજીવન
૧ ,, લખમીચંદ નાથા
૧ ,, ધરમશી ગોબર
૧ ,, મોહનલાલ પોપટલાલ

પાટડી

૧ ,, લખમીચંદ ઉજમશી

મુળી

૧ ,, જેરામ મોતી

સીથા

૧ ,, ખુશાલ માદેવ

બોડીપીપડી

૧ ,, રતનશી કેશવજી

અખજ (ધેલડાપોરટ)

૧ સોની રવજી ત્રીભોવન

પાણસણા

૧ સોની માદેવ ઝીણા
૧ સોની રઘુ ગીરધર

ઉતેલીયા

૧ સોની ડુંગર હકા

કડુડા

૧ સોની ત્રીભોવન વિઠલ

ધોલેરા

૧ સોની સુખલાલ ભગવાન
૧ સોની મોતી વાલજી

મોરબી

૧ સોની ગોવિંદ ઝવેર
૧ વાઢાબા કરસન મોતી

રામપરા

૧ સોની પોપટલાલ દલીચંદ

ડુમાણા

૧ સોની લાલજી કસળચંદ

બરવાળા

૧ સોની નરસીદાસ હરિભાઇ